શ્રીકામદા એકાદશી વ્રત

વર્ષ ૨ અંક ૧૨ ચૈત્ર સુદ ૧૧, ૨૦૬૫





# શ્રીગોકુલેશ પાઠશાળા

રાગ કાન્હરો - **પ્રકટે પુષ્ટિમહારસ દેન;**

**શ્રીવલ્લભ હરિભાવ અતિ મુખરૂપ સમર્પિત લેન ।। ૧ ।। નિત્ય સંબંધ કરાય ભાવ દે વિરહ અલૌકિક વેન; યહ પ્રાકટ્ય રહત હૃદયમેં તીનલોક ભેદનકો જેન ।। ૨ ।। રહિયે ધ્યાન સદા ઇનકે પદ પાતક કોઉ લાગે ન ; રસિક યહે નિરધાર નિગમગતિ સાધન ઔરૈં હે ન ।। ૩ ।।**





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યોત્સવની આગમ વધાઇ પાઠવી રહ્યાં છીએ. શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યોત્સવ શ્રીવલ્લભાબ્દ ૫૩૦માં શ્રીગોકુલેશ પાઠશાળાનો અંક શરૂ કરેલ હતો. જે આજે આ બીજા વર્ષનો છેલ્લો અંક છે. શ્રીગોકુલેશ પાઠશાળા અવિરત પણે બે વર્ષ પૂર્ણ કરીને ત્રીજા વર્ષમાં પ્રવેશ કરશે. શ્રીમહાપ્રભુજીની વાણીનો યથાર્થ બોધ સૌ શ્રીગોકુલેશ પાઠશાળાના પાઠકોને પ્રાપ્ત થતો રહે, એજ હેતું.

શ્રીરામનવમીનો ઉત્સવ હમણાં જ ગયો. જેમ શ્રીરામચન્દ્રજીનું પ્રાકટ્ય સૌ અસૂરો માટે કંપન રૂપ છે, તેમ શ્રીમહાપ્રભુજીનો પ્રાકટ્યોત્સવ પણ સૌ સિદ્ધાંત વિરોધી અસૂરો માટે કંપન રૂપ છે.

શ્રીમદ્ ગોકુલમાં શ્રીચતુર્થપીઠમાં આપણા શ્રીગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીનો જન્મદિવાસ ખૂબજ ઉત્સાહ અને ઉમંગ સાથે ઉજવાયો. શ્રીમદ્ ગોકુલમાં હાજર રહેલા સર્વે સેવક-વૈષ્ણવોને આ અલૌકિક ઉત્સવની ઝાંખી સદૈવ યાદ રહેશે, અવર્ણનીય ઉત્સવ હતો. તે કેવળ જીવ અનુભવી જ શકે, શબ્દરૂપે પ્રકટ કરી શક્વું અશક્ય છે. પણ શ્રીગુરુદેવનો જનમદિવસ સાર્થક ત્યારે જ મનાશે, જ્યારે આપણે શ્રીમહાપ્રભુજીની વાણીને યથાર્થપણે આપના જીવનમાં જીવીશું. ફરીથી સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજને શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યોત્સવની આગમ વધાઇ.

વધાઇ વધાઇ વધાઇ

રાગ નટ - **જો પેં શ્રીવલ્લભ પ્રગટ ન હોતે;**

**ભૂતલ વિષ્ણુ સ્વામિપથ શ્રૃંગાર શાસ્ત્ર સબ રોતે. ૧**

**પ્રેમસ્વરૂપ પ્રગટ પુરુષોત્તમ વિનપાયે કેસે જોતે;**

**સેવાકાજ લાલ ગિરિધરકી કુસુમદામ કેસે પોતે. ૨**

**કર આસરો રહે જે નિજજન તે ભવપાર ક્યોં હોતે;**

**સગુનદાસ સિદ્ધાંત વિના યહ ઉરકે કપાટ કૈસે ખોતે. ૩**

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

*ગુરુ શિક્ષા - ૧૮*

# પ્રશ્નોત્તર - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

**પ્રશ્ન :-** ***શ્રીગુરુચરણ ભેટ કહેવાય - તે લેવાય? અમોને શ્રીઠાકોરજીને ભેટ ધરવાનો અધિકાર કેમ નહિં? આપના ચરણની ભેટ થઇ તે શ્રીઠાકોરજી અપનાવે ખરા?***

**શ્રીગુરુદેવ** :- આ પ્રશ્નનો ખુલાસો કરતાં પહેલાં તેની થોડીક પૃષ્ઠભૂમિ આપના ધ્યાન પર લાવવા માંગુ છું કે જેથી આપ પ્રશ્નના સમાધાનને સારી રીતે સમજી શકો. ખોટું ન લગાડતા, પણ મને એક લોક પ્રસિદ્ધ કહેવત યાદ આવે છે કે **દીવા તળે અંધારૂ**. આપે પ્રશ્ન કર્યો એની મને ખૂબ પ્રસન્નતા છે, અને આપની નિર્ભય પ્રકૃતિ માટે ખૂબ સન્માન પણ થાય છે, તો પણ જો આપે સમ્પ્રદાયનાં પહેલા પગથિયાને પણ સમજી લીધું હોત તો મારા જેવાને આપના આ પ્રશ્નથી આપનો વિચાર કરતાં અફસોસ ન થાત.

શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતથી કૃષ્ણસેવા યથાર્થપણાથી સિદ્ધ થાય તે માટે અધોલિખિત અનિવાર્યતા સમજી લેવી જોઇએ.

**નત્વા હરિં પ્રવક્ષ્યામિ સ્વસિદ્ધાંન્તવિનિશ્ચયમ્ ।।**

**કૃષ્ણસેવા સદા કાર્યા માનસી સા પરા મતા ।। ૧ ।।**

**ચેતસ્ તત્પ્રવણં સેવા તત્સિદ્ધ્યૈ તનુવિત્તજા ।। ૧.૫ ।।**

(સિદ્ધાંતમુક્તાવલી શ્લોક ૧, ૨)

સર્વ દુ:ખ દૂર કરવા માટે સર્વ સમર્થ શ્રીહરિને નમન કરીને પોતાના સિદ્ધાંત (શ્રીમહાપ્રભુજીનો સિદ્ધાંત) નિશ્ચય હું(શ્રીમહાપ્રભુજી) કહીશ. શ્રીકૃષ્ણની સેવા સર્વકાળમાં કરવી જોઇએ. અને જો તે સેવા માનસી હોય તો તે ફલરૂપા માની ગયેલી છે. શ્રીહરિમાં ચિત્તનું એકતાન થવુંજ સેવા કહેવામાં આવે છે, આવી સેવાની સિક્કિ માટે પોતાના શરીર અને પોતાનાજ દ્રવ્યથી સેવા (ભક્તિ) કરવી જોઇએ.

શ્રીકૃષ્ણસેવા સિદ્ધ કરનારું આ એકમાત્ર સાધન છે **તનુવિત્તજા** સેવા અને આ સાધન અવસ્થાની સેવાના બે પાસાંઓ છે - એક તનુજા અને બીજું વિત્તજા, એટલે કે પોતાના દેહ અને પોતાનું ધન. આ બે પાસાંથી પૂરિત થઇ એક તનુવિત્તરૂપ સાધન થાય છે, અને તે સાધન વડે ફલરૂપ સેવા પ્રાપ્ત થતી હોય છે.

*અહીં જુઓ, કે શ્રીમહાપ્રભુજીએ કોઇપણ જગ્યાએ આજ્ઞા એવી નથી કરી કે અન્ય કોઇને ધન (વિત્ત) આપીને બીજા પાસે સેવા કરાવવી, અને એવી પણ આપણાને આજ્ઞા નથી મળતી કે અન્ય કોઇનું ધન (વિત્ત) લઇને પોતે સેવા કરવી. સ્પષ્ટ આજ્ઞા છે કે પોતાના દ્રવ્ય અને પોતાના તન દ્વારાજ સેવા કરવી જોઇએ.*

**ભગવાનેવ હિ ફલં સ યથાવિર્ભવેદ્ ભુવિ ।। ૧૬.૫ ।।**

(પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ શ્લોક ૧૭)

પુષ્ટિમાર્ગમાં ગુણ અને સ્વરૂપના ભેદ કરીને ભગવાન જેવી રીતે પ્રકટ થાય, તેવી રીતે પુષ્ટિ જીવનું ફલ હોય છે.

સેવાનું ફળ તે સેવા જ છે - એટલે કે ફળરૂપ સેવા જે અવસ્થામાં ભક્તને ભગવત્ સાનુભાવ સિદ્ધ થઇ જાય છે.

*શ્રીમહાપ્રભુજીએ કોઇપણ જગ્યાએ પોતાની લૌકિક કામનાની પૂર્તી કે પોતાની લૌકિક મનોરથની સિદ્ધિ અર્થે ક્યાંય પણ આજ્ઞા કરી નથી. પોતે સેવા કરવી, તેનું ફળ શું? ત્યાં શ્રીમહાપ્રભુજીજ સ્વયં આજ્ઞા કરે છે કે સેવાનું ફળ તો સેવા જ છે. એટલે કોઇ રૂપીયા આપીને ભેટ દીધું અને તેના બદલામાં જે ફળ (પ્રસાદ) લઇએ છીએ, તે સેવાનું ફળ નથી. તે આપણે સૌએ ધ્યાનપૂર્વક સમજી લેવું જોઇએ.*

**બીજદાર્ઢ્યપ્રકારસ્તુ ગૃહે સ્થિત્વા સ્વધર્મતઃ ।। ૧.૫ ।।**

(ભક્તિવર્ધિની શ્લોક ૧.૫)

સ્વધર્માચરણપૂર્વક પોતાના ઘર (ગૃહ)માં રહીને, પોતાના બીજ ભાવની દૃઢતા કરવી જોઈએ.

શ્રીકૃષ્ણસેવાના નિર્વાહ માટેનું એકમાત્ર સ્થળ છે તે પોતાનું ઘર છે, અન્ય કોઈ પણ જગ્યાં નથી.

*આજે આપણે આવી સત્ય હકીકતને સ્વીકારતાં નથી, કારણકે આપણને અન્ય ઘરોમાંથી એવી શિખામણ પ્રાપ્ત થાય છે કે અમારા મંદિરોમાં આવો અને પુષ્ટિજીવો બનો. શું મંદિરો તો પુષ્ટિજીવ થવાની ટંકશાળ છે? જરાં આ શ્રીમહાપ્રભુજીના વચનો સમજો, શું આજ્ઞા કરે છે, કે પોતે આ માર્ગ પર આગળ વધવું છે, આ માર્ગમાં પોતાનો બીજભાવ દૃઢ કરવોં છે, તો તે કેવળ પોતાના ઘરમાં રહીનેજ સંભવે છે, અન્ય કોઇપણ સ્થાને નહીં.*

**......આત્મનિવેદનો હિ ભગવદ્ભજનાર્હાઃ, ન ઇતરે।**

(નવરત્ન ગ્રંથ પ્રકાશ ટીકા મંગલાચરણ ટીકા)

સેવા માર્ગમાં પ્રવેશ કરવાનો એકમાત્ર સંસ્કાર (પ્રવેશ અધિકાર - સેવા કરવાનો અધિકાર) એટલે કે બ્રહ્મસંબંધ છે.

સેવા જે જીવે કરવી છે, તેની માટેજ આ સંસ્કાર છે, આ દીક્ષા છે.

*ગયા અંકમાં આપણે જોયું કે એક જીવ મરણ પથારીએ પડ્યો હતો, અને તેને બ્રહ્મસંબંધ જોઇતી હતી, જેથી તેનોં ઉદ્ધાર થાય. શું જીવના ઉદ્ધાર માટે આ દીક્ષા છે? ના, આવું નથી. કારણકે શ્રીમહાપ્રભુજીએ નવરત્ન ગ્રંથ પ્રકટ કર્યો, તેને સરલ કરવા માટે શ્રીગુસાંઇજીએ ગૂઢ રહસ્યોને સમજાવવા પ્રથમ તો મંગલાચરણ કરે છે, ત્યારબાદ આપશ્રી ટીકા પ્રારંભ કરે છે અને તે ટીકાની પ્રથમ પંક્તિમાં આ વચનો શ્રીગુસાંઇજી બાવા સ્વયં પ્રકટ કરે છે કે બ્રહ્મસંબંધ તે સેવામાર્ગમાં પ્રવેશ કરવાનો એકમાત્ર સંસ્કાર છે. સેવા કરવાનો અધિકાર છે, અન્ય કોઇપણ હેતું નથી. તેથી ફરી આપને ક્યારેય પણ આપણા શ્રીગુરુદેવની પાસે આવીએ અને બ્રહ્મસંબંધ માટે વિનંતી કરીએ, તે પહેલાં આપણે આ વચનોને ધ્યાનથી સમજી લેવાં જોઇએ. કારણકે આ વચનો આપણા નથી, પણ સ્વયં શ્રીગુસાંઇજીનાં છે. શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી, શ્રીસપ્તાચાર્ય (શ્રીગિરિધરજી, શ્રીગોવિન્દજી, શ્રીબાલકૃષ્ણજી, શ્રીસર્વદા સેવ્ય શ્રીગોકુલેશ પ્રભુ, શ્રીરઘુનાથજી, શ્રીયદુનાથજી, શ્રીઘનશ્યામજી), અને મહાનુભાવ આચાર્યોના વચનો આ માર્ગની ગરીમાને જાળવી રાખે છે. આપણે પોતાના લૌકિક સ્વાર્થ ખાતર લોકોને અગડમ-બગડમ ભણાવીએ છીએ. તેથી સાચો માર્ગ શું છે, તે સૌ સેવક-વૈષ્ણવોએ સમજવો જોઇએ.*

**......તત્ર ચ ઐહિક-પારલૌકિકયોઃ અર્થયોઃ ન અવશિષ્ટં કિઞ્ચિત્ અસમર્પિતમ્ ।**

(નવરત્ન ગ્રંથ પ્રકાશ ટીકા મંગલાચરણ ટીકા)

સેવાનો નિર્વાહ સર્વસમર્પણથી જ શક્ય બને છે.

*આપણે ક્રમવાર આગળથી જોતા આવ્યાં કે પહેલાં તો સેવા કેવી રીતે કરવી, ત્યાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે પોતાના તન અને પોતાનાજ ધન દ્વારા! વિષય સ્પષ્ટ કરીએ. ત્યારબાદ શ્રીમહાપ્રભુજીની આજ્ઞા આગળ સમજીએ તો આપશ્રી આજ્ઞા કરે છે કે સેવા માટે કોઇ અન્ય ફળની અપેક્ષા ન રાખવી જોઇએ, કારણકે સેવાનું ફળ તો સેવા કરવા મળી, એજ મહત્વનું છે. પછી સેવાનું ફળ જો જોઇતું હોય તો સેવા કરવી પડે, એ પણ પોતાના તન-પોતાનાજ ધન દ્વારા, તો ક્યાં કરવી? શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે સેવા પોતાનાજ ઘરમાં કરવી, તે પણ સ્વધર્માનુસાર. પણ શું સેવા પોતાનાજ પ્રકારે શરૂં કરવી જોઇએ? શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે ના! પહેલાં બ્રહ્મસંબંધ લેવું. પછી સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. એટલે કે જો સેવા કરવી છે તો જ બ્રહ્મસંબંધ દીક્ષા લેવી જોઇએ. અન્યથા નહીં. પોતાના ઉદ્ધાર માટે નહીં. પણ શ્રીપ્રભુની સેવા કરવી છે, તોજ બ્રહ્મસંબંધ લેવું, અન્યથા નહીં. જે આજકાલ આપણે બ્રહ્મસંબંધ વેચાતી લઇ રહ્યાં છીએ, તે ન કરવું જોઇએ. અને જ્યારે આપણે બ્રહ્મસંબંધ લઇએ છીએ, ત્યારે આપણે આત્મનિવેદન કરીએ છીએ. એટલે કે પોતાનું જે કાંઇપણ છે, તે આપણે સર્વ બ્રહ્મને સમર્પણ કરીએ છીએ. પ્રભુને સમર્પણ કરીએ છીએ. તેથી આપણે જે કાંઇપણ પોતાના ઉપયોગમાં પ્રથમ લઇએ, તેના પહેલાં આપણે પોતાના શ્રીપ્રભુને સમર્પણ કરવું જોઇએ. સેવામાં કપટ ન કરવું જોઇએ. પોતે પકવાન રાંધીએ અને પોતાના પ્રભુને આપણે દૂધઘર સમર્પીએ, અનસખરી, મિસરી સમર્પીએ! આ તો કપટ છે. આપણું આવી ક્રીયા દ્વારા સમર્પણ સિદ્ધ થતું નથી. તેથી સર્વ સમર્પણ દ્વારાજ પોતાનો સમર્પણ સિદ્ધ થાય.*

**......યતોસ્મિન્માર્ગે ભગવત્ સમ્બન્ધ અભાવવદ્વસ્તુસંસર્ગસ્ય એવ દોષત્વમ્ અતઃ સ્વાર્થે ભગવદસમર્પિતવસ્તૂનામ્ વર્જનમાચરેત્ । સંસર્ગમપિ ન કુર્યાદિત્યર્થઃ ।**

(શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશજી કૃત સિદ્ધાંત રહસ્ય ગ્રંથ શ્લોક ૪)

અસમર્પિત ત્યાગ સહિત સમર્પિત વસ્તુ વડે જ સ્વકીય દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ, લોક પરલોકનું સંપાદન કરવું તે સેવા કરતી વ્યક્તિ માટે અનિવાર્ય છે.

*આગળના સંદર્ભમાં સમર્પણનું સ્વરૂપ જોયું. તેથી એક વાર જો બ્રહ્મસંબંધ દીક્ષા લેવાય, એટલે આપણું સર્વ સમર્પણ શ્રીપ્રભુમાં થાય છે, તેથી હવે જીવે અસમર્પિતનો ત્યાગ કરવો જોઇએ. સમર્પણમાં પોતાના સ્વકીય, દેહ, ઇન્દ્રિય, પ્રાણ-અંતઃકરણ, લોક-પરલોક, સર્વ થતું હોય છે.*

**સેવાયાં વા કથાયાં વા યસ્યાડડસક્તિર્ દૃઢા ભવેત્ ।। ૮.૫ ।।**

(ભક્તિવર્ધિની ગ્રંથ શ્લોક ૮.૫)

શ્રીપ્રભુની સેવા અને ભગવત્કથામાં જેની દૃઢ આસક્તિ જીવન પર્યન્ત રહે છે, તેનો કોઈપણ પ્રકારે નાશ ન હોય, અને પુષ્ટિમાર્ગીય ફળ તેને સિદ્ધ થાય તેમા સંશય નથિ, એવી મારી (શ્રીમહાપ્રભુજી)ની બુદ્ધિમાં આવે છે.

લૌકિક ભોગોની આસક્તિ છોડી આવશ્યક જીવિકા નિર્વાહનો યત્ન કરતાં સેવા-કથામય દીનચર્યાથી સેવકે પોતાની જીવનચર્યાનો નિર્વાહ કરવો જોઈએ.

*શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે પુષ્ટિમાર્ગીય જીવે પોતાનું સાધના ક્રમ પોતાની શક્તિ અનુસાર કરવું જોઇએ. કોઇપણ દોળ કર્યા વગર સેવા ક્રમ કરવો જોઇએ. અન્ય કોઇની પાસે ઉધાર લઇને કરવું ન જોઇએ.*

**તાદૃશસ્યાપિ સતતં ગૃહસ્થાનં વિનાશકમ્ ।। ૫.૫ ।।**

**અતઃ સ્થેયં હરિસ્થાને તદીયૈઃ સહતત્પરૈઃ ।। ૭ ।।**

(ભક્તિવર્ધિની ગ્રંથ શ્લોક ૫.૫ અને ૭)

**જગન્નાથે દ્વારિકાયાં શ્રીરંગે વ્રજમંડલે ।।**

**યત્ર પૂજાપ્રવાહઃ સ્યાત્ તત્ર તિષ્ઠેચ્ચ તત્પરઃ ।। ૩૬ ।।**

(શ્રીગોપીનાથજી વિરચિત સાધનદિપીકા ગ્રંથ શ્લોક ૩૬)

સેવા-કથામય જીવન નિર્વાહ કરતી વ્યક્તિ માટે પણ સતત લૌકિક વાતાવરણમાં રહેવું શ્રેયસ્કર નથી, તેથી યથાવસર મહાપુરુષ ભગવદ્ભક્તના સાન્નિધ્યમાં રહી પોતાના ભગવદ્ભાવનો વિકાસ સાધવો જોઈએ. શ્રીજગન્નાથજી, દ્વારિકાપુરી, વ્રજમંડલ વગેરે ભગવદ્સ્થાનોમાં જ્યાં - સતત ભગવત્પૂજા અનુષ્ઠિત થતી હોય ત્યાં ભગવાનમાં પરાયણ થઈને રહેવું.

*કથા પ્રણાલી દ્વારા પ્રેમાસક્તિ-વ્યસનની ક્રમિક અવસ્થાઓમાં જ્યારે બીજભાવ દૃઢ થઇ જાય અને ઘરમાં ભગવત્સેવાનો નિર્વાહ શક્ય ન હોય ત્યારે એવા ઘરમાં રહી શકવું તે ભગવદીયને માટે અશક્ય બની જાય છે, પણ ભક્તિમાર્ગીય સન્યાસ ગ્રહણ કરવાને માટે પણ જો ભક્ત પોતાની જાતને સમર્થ ન કરી શક્તો હોય તો શું કરવું જોઇએ? શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે એવી વ્યક્તિએ એવાં હરિસ્થાનમાં જઇને રહેવું જોઇએ, જ્યાં ભગવત્સેવાપરાયણ ભક્તોનો સમૂહ નિવાસ કરતો હોય (દા.ત. શ્રીજગન્નાથપુરી, શ્રીરંગ, પંઢરપુર, શ્રીબાલાજી,*

*પંઢરપુર, દ્વારકા, વગેરે વગેરે). આ ભગવત્સેવાપરાયણ ભક્તોની સેવામાં પરિચર્યા અર્થાત્ સહાયક બનવાનો અવસર મળે તો સૌથી સારી વાત છે, અન્યથા તેમના સત્સંગનો લાભ લેવો જ જોઇએ. એ ભગવદીયોની સાથે રહેવાનું તાત્પર્ય એ જ છે કે જ્યારે તેઓ ભગવત્સેવામાં મગ્ન હોય ત્યારે આપણે પણ તેમની ભગવત્સેવામાં સહાયક બનીને કંઇક ભગવત્સેવા કરી શકીએ.*

**બાધસંભાવનાયાં તુ નૈકાન્તે વાસ ઇષ્યતે ।।**

**હરિસ્તુ સર્વતો રક્ષાં કરિષ્યતિ ન સંશયઃ ।। ૧૦ ।।**

(ભક્તિવર્ધિની ગ્રંથ શ્લોક ૧૦)

સેવામાં બાધની સંભાવનામાં સેવા છોડીને એકાન્તવાસ કરવામાં હીત નથી. કેમ ? કારણકે જો પ્રભુ સર્વના દુઃખનું હરણ કરવાવાળા છે, તેથી શ્રીપ્રભુ સર્વ બંધનોને દૂર કરી ભક્તના ભાવની રક્ષા કરશે, તેમાં કોઈપણ સંશય નથી.

સેવકે પોતાની અપરિપક્વ અવસ્થામાં સેવા છોડી, એકાન્તવાસ જેવા પ્રયત્નોથી પોતાના ભગવદ્‌ભાવની વૃદ્ધિ માટે અન્ય પ્રયાસો ન સાધવા જોઈએ. શ્રીપ્રભુ સેવક માટેનો યોગ્યભાવ સ્વસામર્થ્યથી પોતેજ સંપાદિત કરી આપે છે.

*પોતાના ઘરને છોડીને નિકળી પડનાર ભક્ત પણ આ પ્રમાણે ભગવત્સેવાપરાયણ ભગવદીયોની સાથે તેમના હરિસ્થાનમાં નિવાસ કરતાં કરતાં જો ભગવત્સેવા તથા ભગવત્કથાને નિભાવી શકે છે, તો કદી તેનો નાશ થશે નહીં. જો એક ભગવદીયની બીજા ભગવદીયની સાથે એટલી ઘનિષ્ઠા (ગાઢ સંબંધ) ન પણ બંધાય કે બન્ને સાથે હળી મળીને ભગવત્સેવા કરી શકે તો પણ બન્ને સાથે મળીને ભગવત્કથા તો કરી જ શકે છે. આ રીતે જો પોતાના ઘરને છોડી દીધું હોય છતાં દુઃસંગથી બચવું હોય તો પુષ્ટિમાર્ગીય અન્ય ભગવદીયનો સત્સંગ પ્રાપ્ત કરતાં કરતાં ભગવત્કથાનો પણ આશ્રય જે લોકો નિભાવી શકે છે, તેમનો ભક્તિમાર્ગથી બીજા સ્થળે અધઃપતન નહીં થાય.* **સેવાયાં વા કથાયાં વા યસ્યાસક્તિર્દૃઢા ભવેદ્ યાવજ્જીવં તસ્ય નાશો, ન ક્વાપીતિ મતિર્મમ.** *જેની સેવામાં અથવા કથામાં જીવનપર્યંત આસક્તિ દૃઢ થાય, તેનો કોઇપણ દેશમાં કે કાલમાં નાશ થતો નથી.*

**ગુરુદત્તાં સ્વયંલબ્ધાં ભક્તૈરપિ સુપૂજિતામ્ ।।**

**વ્યંગાંગીમપિ સેવેત યદિ ભાવો ન બાધ્યતે ।। ૯૦ ।।**

(શ્રીગોપીનાથજી કૃત સાધનદિપીકા ગ્રંથ શ્લોક ૯૦)

સેવ્ય યોગ્ય ભગવદ્સ્વરૂપ, ક્યાંથી પ્રાપ્ત કરવું? તો ત્યાં શ્રીગોપીનાથજી આજ્ઞા કરે છે કે શ્રીગુરુદેવ દ્વારા પધરાવેલ હોય, અથવા તો પોતે ક્યાંકથી પ્રાપ્ત કરેલ હોય, અથવા તો પૂર્વમાં કોઇ અન્ય વૈષ્ણવ દ્વારા સેવિત ભગવદ્સ્વરૂપ હોય, અથવા તો કોઇ ખંડિત ભગવદ્ પ્રતિમાંની સેવા કરે તો તેમાં ભાવ બાધિત થતો નથી, તેવા કોઇ એક સ્વરૂપની સેવા કરવી.

**શ્રીગુરુચરણના વચનામૃત પ્રશ્નોત્તરીમાંથી સાભાર**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ

## ગીતામાં અષ્ટાક્ષર મન્ત્ર - ૨

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- ગુરુદેવ! મનમાં એક પ્રશ્ન થાય છે. આપશ્રી કૃપા કરીને સમાધાન કરશો! આપશ્રીએ શરણનું સ્વરૂપ તથા શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કરવાની આવશ્યક્તા સિદ્ધ કરી. પરંતુ શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પછી ભક્તે શરણની ભાવના કેવી રીતે કરવી? તે આપશ્રી કૃપા કરી આજ્ઞા કરશો.

**ગુરુદેવ** :- શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પછી ભગવદ્ભક્તે આલોક તથા પરલોક સંબંધી યાવત્કાર્યોમાં શ્રીહરિનીજ શરણભાવના કરવી. તે એવી રીતે કે પોતાના કોઇ પણ પ્રકારનું દુઃખ પ્રાપ્ત થાય તો તેમાં, શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પહેલાં થયેલાં પાપોમાં, અને શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પછી પોતાના અજ્ઞાનથી કોઇ પ્રકારનું કંઇ પણ પાપ થઇ જાય તો તેમાં, તેમજ હવે પછી કોઇ પણ પ્રકારનું મારાથી પાપ ન થાય તે બાબતમાં શ્રીહરિનીજ શરણભાવના કરવી! શ્રીમહાપ્રભુજી આજ આજ્ઞા વિવેકધૈર્યાશ્રય ગ્રંથમાં આજ્ઞા કરે છે કે:

**ઐહિકે પારલોકે ચ સર્વથા શરણં હરિઃ ।। ૯.૫ ।।**

**અશક્યે વા સુશક્યે વા સર્વથા શરણં હરિઃ ।। ૧૧ ।।**

આ લોક અને પરલોકમાં સર્વથા શ્રીહરિનુંજ શરણભાવના કરવી જોઇએ, અને અશક્ય હોય અથવા તો સહજતાથી શક્ય બને તેવા સર્વ પ્રકારે શ્રીહરિ શ્રીકૃષ્ણનું ભજન - શરણ સ્વિકારવું જોઇએ. સદા શ્રીહરિનીજ શરણભાવના કરવી - કે હે પ્રભો! હવે પછી કોઇ પણ પ્રકારની મારી પાપબુદ્ધિ ન થાય એવી શ્રીપ્રભુને વિજ્ઞપ્તિ કરવી. અને દેહ તથા ઇન્દ્રિયોથી કોઇ પણ પ્રકારના ભગવદ્ અપરાધરૂપ પાપ થાય જાય તો તેમાં, પોતાને રાજ્યસંબંધી, કુટુમ્બસંબંધી, જ્ઞાતિસંબંધી, ચૌરાદિક સંબંધી, અથવા તો ભગવદ્ અપરાધ સંબંધી એ પ્રકારોમાંથિ કોઇપણ પ્રકારનો ભય ઉપસ્થિત થાય તેમાં, ઐહિક (દેહ તથા ઇન્દ્રિય સંબંધી) તથા પારલૌકિક (ભગવદ્સંબંધી જે જે કામનાઓ આપણા મનમાં હોય તે) પૂર્ણ ન થાય ત્યાં, કોઇ ભગવદ્ભક્તનો દ્રોહ થઇ ગયો હોય તેનો પાછળથી પશ્ચાતાપ થાય કે મારાથી ભક્તનો અપરાધ થયો તે અપરાધ કોઇનાથિ પણ દૂર થઇ શકે તેમ ન હોવાથિ તે બાબતમાં પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. શ્રવણાદિરૂપ ભગવદ્ભક્તિમાં પોતાનું ચિત્ત લાગતું ન હોય ત્યારે પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. કોઇ ભગવદ્ભક્ત પોતાનું અપમાન કરે ત્યારે પણ એવું અનુસંધાન કરવું કે કારણ વગર કોઇનો પણ અતિક્રમ કરવાનો ભગવદ્ભક્તનો સ્વભાવ હોતો નથી. તેથી મારામાં જ કંઇ દોષ હશે તેથી ભક્તે મારો અતિક્રમ કર્યો છે; એમ વિચારી ફરીથી ભક્ત પોતાનો અતિક્રમ કરે એવો દોષ પોતાનામાં પ્રાપ્ત ન થાય તે માટે પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. તેમજ જે જે કાર્યો પોતાથી થઇ શકે તેવાં ના હોય અથવા સુખેથી કરી શકાય તેવાં હોય તે બધામાં શ્રીહરિની જ શરણભાવ ના કરવી. પોતાથી થઇ શકે તેવાં કાર્યોમાં પણ પોતે કર્યાનું અભિમાન કરીએ તો શરણધર્મ જતો રહે. માટે સુશક્ય કાર્યોમાં પણ **આ કાર્ય શ્રીહરિએ જ સિદ્ધ કરાવ્યું છે** એવી ભાવના કરવી. જો શ્રીહરિની ઇચ્છા ના હોત તો તેમાં વિઘ્ન થાત. વળી; લૌકિક તથા અલૌકિક કાર્યોમાં પોતાને એવું અભિમાન થાય કે આ કાર્ય મેં મારા પ્રયત્નથી કર્યું છે, તો તે આસુરાવેશ કહેવાય. તે આસુરાવેશની નિવૃત્તિ માટે પણ શ્રીહરિની શરણભાવના જ કર્તવ્ય છે. પોતાને પોષણ કરવા યોગ્ય સ્ત્રી, પુત્ર, સેવક વગેરેનું પોષણ તથા રક્ષણ હું કરું છું એવું પણ અભિમાન ન કરવું. પણ આ બધાનું પોષણ તથા રક્ષણ શ્રીહરિ જ કરે છે, એવી ભાવના કરવી. કોઇ વખતે સ્ત્રી, પુત્ર, દાસાદિ તથા શિષ્યો પોતાનો અતિક્રમ કરે ત્યારે પણ તેઓના ઉપર ક્રોધાદિક નહિં કરતાં શ્રીહરિની શરણભાવના જ કરવી. કારણકે ક્રોધાદિક કરવાથી પોતામાં આસુરાવેશ થવાનો સંભવ રહે છે. તેમ જ ગુરુ પોતાના શિષ્ય ઉપર ક્રોધ કરે તો તે શિષ્યનું

અનિષ્ટ જ થાય. તો કોઇનું પણ અનિષ્ટ કરવું તે મહાપુરુષનો સ્વભાવ હોતો નથી; માટે તે બાબતમાં પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. દેહ, ઇન્દ્રિય, અને મન વગેરેમાં પણ પ્રાકૃતાંશ રહેલ છે. તેથી દેહ, ઇન્દ્રિય, મન વગેરેથી પ્રવૃત્તિ લૌકિક કાર્યોમાં જ થાય છે. તે બધામાંથી પ્રાકૃતાંશની નિવૃત્તિ થઇ મન વગેરે અલૌકિક થઇ જાય તે માટે પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. અને અલૌકિક સર્વ પદાર્થની સંપત્તિ થવા માટે પણ શ્રીહરિની શરણભાવના જ કરવી. તાત્પર્ય કે શરણાગત જીવને લૌકિક-અલૌકિક સકળ કાર્યોમાં શ્રીહરિની શરણભાવના જ રક્ષણીય છે.

**શિષ્ય** :- ગુરુદેવ! શરણનું સ્વરૂપ, શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કરવાની આવશ્યક્તા અને શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પછી ભક્તે શરણની ભાવના કેવી રીતે કરવી, તે આપશ્રીએ સર્વ વિસ્તારથી કૃપા કરીને સમજાવ્યું, તે યથાર્થ છે. અને તે ઉપરથી મારા મનમાં એવો નિશ્ચય થયો છે કે શ્રીહરિને શરણે ગયા વગર આ મહાભયંકર સંસારના ભયથી મુક્ત થવાનો બીજો કોઇ પણ ઉપાય નથી. માટે શ્રીહરિને શરણે અવશ્ય જવું. પરંતુ આપણા સંપ્રદાયમાં બીજો ઉપદેશ આત્મનિવેદનાત્મક બ્રહ્મસંબંધ મન્ત્રનો આપવામાં આવે છે. તેનું તાત્પર્ય શું હશે ? તે આપશ્રી કૃપા કરીને આજ્ઞા કરો.

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

**ગુરુદેવ** :- ગયાં વખત સુધી તે હવેલીના વિષયમાં વિષદ્ માર્ગદર્શન પ્રાપ્ત કર્યું. હજું કોઇ પણ પ્રકારની તારા મનમાં શંકા હોય તો કહે.

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રીએ ખૂબજ સરળતાથી મારા મનમાં રહેલી હવેલી-મન્દિરની ભ્રમણાને દૂર કરી. જે આજકાલ ચાલતી હવેલીઓ છે, તે તો શ્રીમહાપ્રભુજીના મૂળ સ્વરૂપથી તો ઘણી વેગળી - દૂર છે. આપશ્રીએ યથાર્થ સમજ આપી, તે આપશ્રીની કૃપા છે. હવે મનમાં હવેલી વિષે કોઇ પણ શંકા નથી. આપશ્રી હવે કૃપા કરી ગ્રંથના આગળના શ્લોકને સમજાવો.

<u>ગુરુદેવ</u> :- વારૂ! ચલ, હવે આપણે સિદ્ધાંત રહસ્યના આગળના શ્લોકને સમજવાનો પ્રયાસ કરીએ. આપણે પાંચમા શ્લોકનો પૂર્વાર્ધ જોયો હતો, ત્યાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે

न मतं देवदेवस्य सामिभुक्तसमर्पणम्।।५।।

અર્થાત્ દેવાધિદેવ ભગવાન શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ને અર્ધભુક્ત (સામિભુક્ત) સમર્પણ તે આપણા પુષ્ટિભક્તિમાર્ગમાં યોગ્ય નથી-સમ્મત નથી. देवदेवस्यનો અર્થ છે પૂજ્યના પણ પૂજ્ય ભગવાન. સામિભુક્ત એટલે અર્થભુક્ત, એટલે કે અપૂર્ણ. દા.ત. આપણે આપણાં ઘરમાં ૧ કિલો લીલો મેવો લાવ્યા. અને પછી પોતાના શ્રીપ્રભુને તેમાંથી કેવળ બે નંગ આપણે ધરીએ. અને બાકીના ફલ-ફળાદી પોતા માટે રાખી લઈએ, તેને કહેવાય અર્ધભુક્ત. આવું અર્ધભુક્તનો સમર્પણ કરવું યોગ્ય નથી, પ્રશસ્ત નથી. આવું કરવું તે તો આપણું પૂર્ણ સમર્પણ ન થયું. આપણે શ્રીપ્રભુ સાથે છલ કરી રહ્યાં છીએ. પહેલાં આપણે જ્યારે બ્રહ્મસંબંધ લઈએ છીએ, ત્યારે આપણે પ્રતિજ્ઞા કરીએ છીએ કે આપણું સંપૂર્ણ જે કાંઈ પણ છે ચલ-અચલ જે કાંઈ છે તે સર્વ શ્રીપ્રભુને સમર્પણ કરી રહ્યાં છીએ, ત્યારે જો આમ હોય તો પછી જે કાંઈ પણ આપણે પોતાના ઉપયોગમાં લઈએ, તે સર્વ પ્રથમ શ્રીપ્રભુને સમર્પણ કરવું અને પછીજ પોતાના ઉપયોગમાં પ્રસાદી રૂપે લેવું જોઈએ. પોતે ઘરમાં શ્રીખંડ-પૂરી કરીને જમીએ અને પોતાના શ્રીપ્રભુને કેવળ મિસરી ભોગ સમર્પીએ. તો શું આપણે સમર્પણ કર્યા પછી શું યોગ્ય છે કે શ્રીપ્રભુને સામિભુક્ત (અર્ધભુક્ત) સમર્પવું? આ અયોગ્ય છે. સુખદુ:ખ અન્તર સાક્ષાત્કારને ભોગ કહેવાય છે, અને એવા ભોગનો જે વિષય હોય તેને **ભુક્ત** કહેવાય છે. આપણી ઈન્દ્રિયો જે કાંઈપણ ભોગ્ય વિષયના સાક્ષાત્ સમ્પર્કમાં આવે છે, મન સહિત ઈન્દ્રિયોં દ્વારા તેનું ગ્રહણ કરવાપર તેના કેવળ બે જ સમાન ભાવ્ય અનુભૂતિગત પરિણામ પ્રાપ્ત થાય છે કા તો અનુકૂલ અથવા તો પ્રતિકૂલ, જેને આપણે સુખ અને દુ:ખ કહીએ છીએ.

<u>**શિષ્ય**</u> :- હા ગુરુદેવ! આપશ્રીએ આ શ્લોક અમને ભણાવ્યો છે. આપ કૃપા કરી આગળ ભણાવશો.

<u>ગુરુદેવ</u> :- ઠીક છે, હવે આપણે આગળ વધીએ. શ્રીમહાપ્રભુજી આગળ આજ્ઞા કરે છે કે

**तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम्।**

**दत्तापहारवचनं तथा च सकलं हरेः।।६।।**

**न ग्राह्यमितिवाक्यं हि भिन्नमार्गपरं मतम्।**

અર્થ :- શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે સર્વ કાર્યોના આરંભમાં સર્વ પદાર્થોનું સમર્પણ શ્રીહરિને કરવું જોઇએ. દત્તાપહારવચનં પદ દ્વારા શ્રીભાગવતકાર કહેવા માંગે છે કે એક વાર પ્રભુને દીધેલ વસ્તુ પોતાના ઉપયોગમાં લેવું ન જોઇએ, પણ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે આ વચન આપણા માર્ગ સંબંધી વચન નથી, આ જૂદા માર્ગના વચન છે.

નિવેદિત પદાર્થ શ્રીપ્રભુને સમર્પિનેજ સર્વકાર્ય કરવું જોઇએ, એવી આપણા ભક્તિમાર્ગની મર્યાદા છે. તેથી પ્રથમ સર્વકાર્યમાં સર્વ વસ્તુ અર્પણ કરવું. ભગવાન શ્રીહરિને અર્પિત સર્વ પાછું ન લેવું જોઇએ, તે ભિન્ન (અન્ય) માર્ગ માટે છે. આપણા માર્ગ માટે નથી. કારણકે અસમર્પિતનો સંસર્ગ અને સામિભુક્ત (અર્ધભુક્ત)નું અર્પણ યોગ્ય નથી, તેથી વૈદિક, પૌરાણિક તથા લૌકિક બધાંજ કાર્ય કરતાં પૂર્વ અપેક્ષિત સર્વ વસ્તુને ભગવાનને સમર્પિત કરવું જોઇએ. એવી તમામ પોતાના ઉપયોગમાં લીધેલ વસ્તુઓનો પ્રથમ ભગવાનને સમર્પિત કરવું જોઇએ.

**जगद्धातुर्महेशस्य दिव्याज्ञाचरणा वयम्।**
**इह नित्यक्रियां कुर्मः स्निग्धास्ते वैष्णवाश्च ते।।**

અર્થાત્ :- અમે, જગતને ધારણ કરવાવાળા ભગવાન મહેશ (શ્રીહરિ)ની દિવ્ય આજ્ઞાઓને ધારણ કરવાવાળા છીએ. આ લોકમાં આવીને એમની (શ્રીહરિની) આજ્ઞાનુસાર વિહિત કર્મ કરનાર તે સુહૃદયી જીવોને વૈષ્ણવ કહેવાય છે.

હવે અગાઉ સમર્પણ નહિં કરેલ વસ્તુઓનો સંબંધ ન કરવો, એમ કહેલું છે, અને પછી અર્ધભોગવેલ પદાર્થનું સમર્પણ પણ ન કરવું, એમ પણ શ્રીમહાપ્રભુજી આગળ આજ્ઞા કરી છે. તેથી આરંભમાં પોતે ભોગ કર્યા પહેલા જ સર્વ પદાર્થો શબ્દોથી જણાવેલ પત્ની, પુત્રો વગેરેનું પણ શ્રીપ્રભુને સમર્પણ કરવું જોઇએ. વિવાહ પછી પોતે ભોગ કર્યા પહેલા જ પોતાના ઉપયોગમાં લઇ શકાય એ માટે જ પ્રભુને એ પત્નીનું નિવેદન કરવું જોઇએ. એવી જ રીતે પુત્રોની ઉત્પત્તિ પછી પણ પુત્રો વગેરેનું શ્રીપ્રભુને સમર્પણ કરવું જોઇએ. સર્વ કાર્યોમાં સર્વ કાર્ય માટે જુદા જુદા કાર્યમાં ઉપયોગી વસ્તુઓનું સમર્પણ કરવું જોઇએ. પ્રભુને સમર્પણ કરીને પછી તે તે કાર્ય કરવું. એવો અર્થ છે. વધુંમાં વિષ્ણુધર્મોત્તરપુરાણમાં ભગવાન શંકરના વચનોમાં

**अपृष्ट्वा यस्तु यां काञ्चित्क्रियां नाऽरभते नरः।**
**असम्भिन्नार्यमर्यादस्तस्य तुष्यति केशवः।।**

એટલે કે જો નર, કોઈપણ કાર્ય કરતાં પહેલાં ભગવાનને પૂછીને (નિવેદન કરીને, વિજ્ઞાપણ કરીને) કરે છે, એવી આર્ય મર્યાદાને ન તોડનાર જીવપર ભગવાન કેશવ પ્રસન્ન થાય છે. આવાં વચનોના આધારે સર્વ કર્મ સ્વધર્મના અંગરૂપ હોવાથી તે કાર્યો કરવા માટે ભગવાનને નિવેદન કરવું જોઈએ. કાર્ય માટે સર્વ સાધનોને એકત્રીત કરીને, કર્મ કરવા માટે પુનઃ આજ્ઞા હેતુ પ્રાર્થના કરીને મહાપાક (સામગ્રી) વગેરેમાં સર્વ પદાર્થોનું સમર્પણ કરવું અશક્ય હોવાથી મન, વાણી અને કર્મથી તેનું સમર્પણ કરવું જોઈએ. હાં, કદાચ નાના નાના પ્રશ્નો, જેમકે શ્રાદ્ધ વગેરે, તો સ્વલ્પ પાક હોવાથી સર્વ પદાર્થોનું, સર્વ સામગ્રીનું સમર્પણ કરવું જોઈએ. એવીજ રીતે લૌકિક જીવનમાં પણ કોઈપણ કાર્યના આરંભમાં તેનું વિજ્ઞાપણ કરવું જોઈએ.

**શિષ્ય** :- ગુરુદેવ! આ વાત સમજમાં ન આવી. કોઈપણ વસ્તુ / પદાર્થ અથવા સામગ્રીનું વિજ્ઞાપન કરવુ, અર્થાત્ સમર્પિત કરવામાં આભ-જમીનનો ફરક આવી જાય છે. તો શું, વિજ્ઞાપન કરવાથી સમર્પણ થઇ જાય?

**ગુરુદેવ** :- બિલકુલ નહીં. જો સમજ, વિજ્ઞાપનનો અર્થ છે વિશેષ જ્ઞાપન કરવું. હવે થોડુક વ્યાકરણ સમજો. વિજ્ઞાપનમાં આવેલ વિ ઉપસર્ગ છે તેનાથી નિવેદ્ય વસ્તુ/પદાર્થ/સામગ્રીના અર્થને સમ્યગ્બોધ થાય છે. એટલુંજ નહિં, પણ વિદ્વાનો પણ આજ અર્થનો પ્રયોગ કરે છે. જેમકે, **समर्पकमिदं वाक्यम्, असमर्पकोऽयं शब्दः** વગેરે. જ્યારે આપણે **समर्पकमिदं वाक्यम्** વાક્ય કહીએ છીએ, ત્યારે તે કહેવાનો તાત્પર્ય એ છે કે તે તે વાક્યનો સમર્પક છે. તે-તે વાક્ય ઉપોદ્વલ છે, તે તે વાક્યોના અર્થને કહેનાર છે, તાત્પર્ય બતાવનાર છે. તેથી નિવેદન માટે પણ આજ સમજવું જોઈએ. જેમકે શ્રીમદ્ ભાગવત્ના ચન્દ્રવંશના વર્ણનના પ્રસંગમાં પ્રમાણ પ્રાપ્ત થાય છે કે :-

અર્થાત્ :- તદન્તર અંગીરા ઋષિ બ્રહ્માજીની પાસે આવીને યુદ્ધ બંધ કરવાની પ્રાર્થના કરી. આ સાંભળી બ્રહ્માજીએ ચન્દ્રમાને ખૂબજ લડ્યા-ગુસ્સે થયા અને તારાના અધિપતિ બૃહસ્પતિજીના હવાલે કરી દીધા. કહેવાનો તાત્પર્ય એ છે કે અંગીરા ઋષિએ વિશ્વ-રચયિતા બ્રહ્માજી પ્રતિ વિજ્ઞાપન કર્યુ.

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રીની વાત બરાબર, છતાં મનમાં એક શંકા થાય છે કે સર્વવસ્તુઓનો આપશ્રીએ સમજાવેલ પ્રકાર (વિજ્ઞાપન માત્ર કરવાથી) સમર્પણ કરવામાં દોષ નથી આવતો. છતાં શ્રીઉદ્ધવજી દ્વારા પૂછાયેલ પ્રશ્નો **भक्तिस्त्वय्युपयुज्येत किदृशी सद्भिरादृता** (૧૧.૧૧.૨૬), *એટલે ઉદ્ધવજી*

*વિનંતિ કરે છે કે સંત પુરુષના કયા લક્ષણ છે? આપશ્રી (શ્રીપ્રભુ) પ્રત્યે ભક્તિ કેવી હોવી જોઇએ, જેનું સંત-મહાત્મા આદર કરે છે?* આ વિનંતિ પર ભગવાન શ્રીગોકુલેશ પ્રતિઉત્તર આપી આજ્ઞા કરે છે કે **मल्लिङ्गमद्भक्तजनदर्शनस्पर्शनार्चनम्** (૧૧.૧૧.૩૪), *પ્રિય ઉદ્ધવ! મારી મૂર્તિ, અને મારા ભક્તજનોના દર્શન, સ્પર્શ, પૂજા, સેવા-સુશ્રૂષા, સ્તુતિ અને પ્રણામ કરે અને મારા ગુણ અને કર્મોનું કીર્તન કરે.* જેમાં ભક્તિમાર્ગનો ઉપદેશ છે. તેથી આપણે પણ આપણા પુષ્ટિમાર્ગમાં ભગવાનની સેવા-સુશ્રૂષા, સ્તુતિ, નમન, ગુણ-ગાન કીર્તન, દર્શન, સ્પર્શ, વગેરે આપણા ઘરોમાં કરીએ છીએ. છતાં આગળ આજ સ્કંધમાં ભગવાનની એવી પણ આજ્ઞા છે કે **अपि दीपावलोकं मे नोपयुञ्ज्यान्निवेदितम्** (૧૧.૧૧.૪૦), *પ્રિય ઉદ્ધવ! મને ચઢાવેલ, પોતાના કામમા લેવાની વાત તો દૂર, પણ મને સમર્પિત દીપક (દીવા)ના પ્રકાશને પણ પોતાના કામને ન લેવું જોઇએ. કોઇ બીજા દેવતાની ચઢાવેલી વસ્તુ મને અર્પણ ન કરવી જોઇએ*, આવી આજ્ઞા છે. તો પછી જેમ ભગવાને સ્વયં આજ્ઞા કરી છે કે મને (શ્રીહરિને) અર્પણ કરેલ દીપકના પ્રકાશનો ઉપયોગ પણ જીવે પોતાની માટે ઉપયોગમાં ન લેવું જોઈએ. અને પછી આપશ્રીએ હમણાં આજ્ઞા કરી કે શ્રીપ્રભુને અર્પણ કરેલ સામગ્રી-વસ્તુઓનો ગ્રહણ કરવું જોઈએ, તો પછી ભગવદાજ્ઞાનું સ્પષ્ટ પણે ઉલ્લંઘન થાય. તો શું આવું કરવું કેટલું ઉચિત છે? શું ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી નરકોન્મુખી નહીં બનીએ?

ગુરુદેવ :- શાન્ત! જરા શાન્ત થઇ જા! વાત તારી બરાબર છે કે શ્રીભાગવત્‌ના શ્રીભગવાના સ્વયંના વચનો છે, પહેલાં તેને સમજવાનો પ્રયાસ કર. પછી આગળ તારી શંકાનું સમાધાન કરીશ. શ્રીમહાપ્રભુજી આપણને આજ્ઞા કરે છે કે આ તો આપણા માર્ગનું નથી, તે અન્ય માર્ગ સંબંધી છે. આ વચનો સંબંધી : **દત્તસ્ય** : નૈવેદ્ય વગેરે પ્રભુને આપેલ પદાર્થ **અપહારઃ** પાછો પોતાના ઉપયોગમાં લેવો, એ વળી એ પ્રમાણે **સકલં** પ્રભુને આપેલાં વસ્ત્રો, વગેરે સર્વ લેવા યોગ્ય નથી, એ વગેરે વચન - સ્મૃતિ વગેરેનાં વચનો જુદા માર્ગના સંબંધવાળાં જણાયેલ છે. અન્યમાર્ગ પૂજામાર્ગ છે, તેથી તે માર્ગોમાં નિવેદનનું સ્વરૂપ જ સિદ્ધ નથી. કારણકે ભક્તિમાર્ગમાં જ નિવેદન કરવાનું કહેલું છે. હવે શ્રીમદ્ ભાગવત્‌ના ૭.૫.૨૩માં પ્રહ્લાદજી કહે છે કે :-

**શ્રવણં કીર્તનં વિષ્ણોઃ સ્મરણં પાદસેવનમ્ ।।**

**અર્ચનં વન્દનં દાસ્યં સખ્યમ્ આત્મનિવેદનમ્ ।।**

અર્થાત્ : ભગવાનના ગુણ-લીલા-નામ વગેરેનું શ્રવણ, તેમનુંજ કીર્તન, એજ રૂપ-નામ વગેરેનું સ્મરણ, આપશ્રીના શ્રીચરણની સેવા, પૂજા-અર્ચના, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. એમ નવ

પ્રકારની કહેલી ભક્તિ - નવધાભક્તિમાં નિવેદન પણ કહેલું હોવાથી, ભક્તિમાર્ગમાં જ નિવેદન કરવાનું છે, બીજા માર્ગમાં નથી. કહેવાનો તાત્પર્ય એ છે કે શ્રીમદ્ ભાગવતના ૧૧.૧૧.૨૨માં પૂર્વાર્ધમાં **निश्चलमनोधारणात्मि** દ્વારા ભગવાનમાં અનુકલ્પરૂપ બતાવેલ છે. **यदि अनीशो धारयितुं मनो ब्रह्मणि निश्चलम्** એટલે કે જો તમે પરમાત્મામાં પોતાનું મન સ્થિર ન કરી શકો તો, તમારા તમામ કામ નિરપેક્ષ (કોઇ અપેક્ષા વિના) મારી(શ્રીગોકુલેશ) માટે જ કરો. સ્પષ્ટ છે કે આ અનુકલ્પ છે. મુખ્ય કલ્પ તો શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના ૧૧.૧૧.૧૫થી ૧૧.૧૧.૨૧ સૂધી બતાવેલ ઉપાસનાત્મક સાધનો ના દ્વારા શ્રીભગવાનમાં મન સ્થિર કરવું જોઇએ. જો આ ૭ શ્લોકોમાં વર્ણવેલ ન બની શકે તો પછી જ ૨૨માં શ્લોકનો અનુકલ્પાત્મક વ્યવસ્થા બતાવેલી છે. ત્યારે આવી ભક્તિ ઉપાસના પ્રધાનાત્મિકા બની જાય છે.(વધું જાણવા માટે શ્રીગુસાંઇજી પ્રભુચરણકૃત ભક્તિહંસ ગ્રંથ જોવો). ભક્તિહંસ ગ્રંથમાં જ્ઞાન, કર્મ, ભક્તિ અને ઉપાસના પર ભક્તિની શ્રેષ્ઠતા સમજાવી છે. તે મનનનીય છે. શ્રીઉદ્ધવજી જ્યારે ભગવાનને આ ઉપાસનાત્મિકા ભક્તિનો પ્રકાર જ્યારે પૂછ્યો ત્યારે ભગવાન શ્રીગોકુલેશે આજ્ઞા કરી કે **मल्लिङ्गमद्भक्तजनदर्शनस्पर्शनार्चनम्** અહીંથી સડાઆઠ શ્લોક દ્વારા પ્રશ્નનો સમાધાન કર્યું છે. આ શ્લોકના અંતરગત તારા દ્વારા પૂછેલ **दत्तापहारवचन**નું પણ સમાધાન થઇ જાય છે.

(...ક્રમશ:)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

**નમામિ હ્રદયે શેષે લીલા-ક્ષીરાબ્ધિ-શાયિનમ્ ।।**

**લક્ષ્મી-સહસ્ત્ર-લીલાભિઃ સેવ્યમાનં કલાનિધિમ્ ।। ૪ ।।**

શ્રીમહાપ્રભુજી અત્રે આજ્ઞા કરે છે કે મારો આંતરિક દેહ **લીલાસાગર**થી ભરેલો છે, અને એના મધ્યમાં હ્રદયરૂપી શ્રીઠાકોરજીને બિરાજવાને લાયક એક નિકુંજ છે. શેષનાગજી ભગવદ્ ભક્ત છે,

શેષજીના હ્રદય ઉપર શ્રીપ્રભુ બિરાજે છે. એટલે શેષજીનું હ્રદય તે શ્રીપ્રભુની નિકુંજ છે. તેમ શ્રીમહાપ્રભુજી આપા કરે છે કે મારુ હ્રદય પુષ્ટિપ્રભુને બિરાજવા માટેની પુષ્ટિભક્તની નિકુંજરૂપ છે, તેમાં શ્રીઠાકોરજી બિરાજમાન છે. ક્ષીરસાગરમાં બિરાજમાન શ્રીનારાયણ ભગવાનની સેવા શ્રીલક્ષ્મીજી કરે છે. અને પુષ્ટિલીલાસાગરમાં બિરાજમાન શ્રીઠાકોરજીની સેવા અનેક ગોપીજનો કરે છે, પ્રત્યેક ગોપીજન શ્રીપ્રભુના શ્રીસ્વામિની છે. એટલે શ્રીલક્ષ્મીજીની સમાન છે, કદાચ શ્રીલક્ષ્મીજીથી એ વધું છે. કારણકે શ્રીલક્ષ્મીજીમાં મર્યાદા ભક્તિ છે, અને શ્રીવ્રજસ્વામિનીઓમાં પુષ્ટિ-ભક્તિ છે.

હજારો એટલે અગણિત ગોપીજનો શ્રીઠાકોરજીની સેવામાં તત્પર છે. શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજીમાં સેવાની એક સુંદર વ્યાખ્યા કરી છે. **સેવ્ય સંતોષજનીકા સેવા**.

જેનાથી આપણા સેવ્ય તેવા શ્રીઠાકોરજીને સંતોષ (પ્રસન્નતા) થાય, તેનું નામ સેવા. શ્રીઠાકોરજીને પ્રસન્ન કરવા માટે અનેકો ગોપીજનો વિવિધ પ્રકારની રસાત્મક લીલાઓ કરી રહ્યાં છે. વિવિધ પ્રકારની રસાત્મક લીલાઓમાં શ્રીઠાકોરજીને જોડી રહ્યાં છે. અને શ્રીઠાકોરજીની લીલાઓના રસાત્મક આનન્દને માણવા પ્રેરી રહ્યાં છે. આમ શ્રીગોપીજનોની આ સર્વલીલાઓ શ્રીઠાકોરજીના સુખ માટેની લીલાઓ છે. એટલે શ્રીગોપીજન દ્વારા શ્રીઠાકોરજી સુખ-સેવ્ય છે. (સુખથી સેવાય છે).

શ્રીઠાકોરજી માટે અત્રે **કલાનિધિમ્** પદનો પ્રયોગ કર્યો છે. નિધિ એટલે કે ભંડાર (ખજાનો), જગતમાં અનેક કળાઓ છે (તેમાં ૬૪ કલાઓ મુખ્ય ગણાય છે). જેમ અનેક કલાઓ લૌકિકમાં છે, તેવીજ રીતે અલૌકિકમાં પણ છે. આ ૬૪ કલાઓમાં પૂર્ણ પ્રવિણ વિશારદ જો કોઇ હોય તો તે કેવળ શ્રીઠાકોરજી છે.

કલાવિદ્, ને કલાવિશારદ અને કલાપ્રવિણને રિઝવવાનું કામ અઘરું બને. બહુંજ મોટા ગજાના કોઇ સંગિતકારને સામાન્ય માણસ પોતાના સંગીતથી શું રીઝવે ?

ગોપીજનો આવા કલાનિધિને વિવિધ લીલાઓમાં વિવિધ કલાઓ દ્વારા રીઝવે છે. અને શ્રીઠાકોરજી રીઝાય છે. શ્રીઠાકોરજી ગોપીજનોની વિવિધ કલાઓ માણે છે. અને પ્રસન્ન થાય છે. આ સમગ્રલીલા શ્રીમહાપ્રભુજી પોતાના હ્રદયમાં અનુભવી રહ્યાં છે. તે લીલાનો અનુભવ કરાવનારા શ્રીઠાકોરજીને તેઓ નમન કરે છે. અહીં કેટલાક પ્રશ્નો જાણવા જરૂરી છે.

પ્રશ્ન ૧ :- શ્રીમહાપ્રભુજીએ આ શ્લોકમાં શ્રીઠાકોરજીનું કૃષ્ણ, ગોવિન્દ, ગોપાલ, માધવ, વગેરે એવું કાંઇ નામ કેમ ન આપ્યું ?

ઉત્તર ૧:- શ્રીઠાકોરજી માટે અત્રે ત્રણ વિશેષણ જ શ્રીમહાપ્રભુજીએ પ્રકટ કર્યાં છે. ૧. કલાનિધિમ્, ૨. લીલાક્ષીરાબ્ધિશાયિનમ્, અને ૩. લક્ષ્મીસહસ્રલીલાભિઃ સેવ્યમાન્.

આ વિશેષણ નામો માટે હમણાંજ ઉપર સમજી ગયા કે તેના વિશેષ્ય પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીગોકુલેશ જ છે.

પ્રશ્ન ૨ :- તો શ્રીમહાપ્રભુજીએ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) નામ કેમ ન મુક્યું ?

ઉત્તર ૨:- એનું કારણ એ છે કે શ્રીઠાકોરજી અને શ્રીમહાપ્રભુજી બન્ને ધર્મનું સ્થાપન કરવા માટે આ ભૂતલ ઉપર પ્રગટ થયા છે. કર્મ શાસ્ત્રમાં એવી આજ્ઞા મળે છે કે પતિ-પત્નિએ એક બીજાના નામ દઈને ન બોલાવવા જોઇએ. આ આજ્ઞાનું પાલન જો શ્રીમહાપ્રભુજી અને શ્રીઠાકોરજી ન કરે તો બીજા જીવો કેવી રીતે સ્વીકારે ?

એમ કહેવાય છે કે શ્રીશુકદેવજીના હૃદયમાં બિરાજીને સાક્ષાત્ શ્રીઠાકોરજીએ સ્વયં દશમ્ સ્કંધની કથા કહી છે, તેથી દશમસ્કંધમાં ક્યાંય શ્રીસ્વામિનીજી કે શ્રીરાધઅજીનું સ્મરણ કે નામ લેવાયું નથી. શ્રીરાધાજીનો ઉલ્લેખ ગોપી શબ્દથી થયો છે, તેવીજ રીતે શ્રીમહાપ્રભુજી શ્રીસ્વામિનીજી સ્વરૂપ છે. શ્રીસ્વામીનીજી શ્રીઠાકોરજીના હૃદયને સારી રીતે જાણી શકે છે. શ્રીભાગવત્માં શ્રીઠાકોરજીનું હૃદય પ્રગટ થયું છે, દશમ્સ્કંધ તો શ્રીઠાકોરજીનું હૃદય જ છે. એટલે હૃદયની લીલાઓ શ્રીસ્વામીનીજી સિવાય બીજું કોણ જાણે ? માટે શ્રીસ્વામીનીજી સ્વરૂપ શ્રીમહાપ્રભુજી જ્યારે શ્રીસુબોધિનીજી પ્રગટ કરે છે, ત્યારે આપશ્રી ધર્મશાસ્ત્રની આજ્ઞાનું પાલન કરે છે. આપશ્રી સ્વયંના અલૌકિક સ્વામી શ્રીઠાકોરજીનું નામ ઉચ્ચારતા નથી, પરંતુ આ ત્રણે વિશેષણો પૂર્ણ પુરુષોત્તમ, શ્રીકૃષ્ણનેજ લાગુ પડે છે, તે નિશ્ચય છે. શ્રીપ્રભુના કોઇ અવતાર કે અંશાવતાર હોય, ગુણાવતાર હોય કે કલાવતાર હોય અથવા તો કોઇ અન્ય દેવ-દેવી હોય, તેવા કોઇનેજ આ નિયમ લાગુ પડી શક્તો નથી. એટલે અહીં કોઇ સંદેહ રહેતો નથી કે આ શ્લોકમાં શ્રીકૃષ્ણ માટે છે કે બીજા કોઇ અન્ય દેવ સ્વરૂપ માટે છે.

પ્રશ્ન ૩ :- શ્રીમહાપ્રભુજીએ પોતાના હૃદયમાં અનુભવાતું આ રહસ્ય શા માટે પ્રગટ કર્યુ ? કારણકે શાસ્ત્ર એમ પણ કહે છે કે **પ્રગટ કરે રસ જાય** !

ઉત્તર ૩ :- અલૌકિક અનુભવ પ્રગટ કરવા નહીં, તેનું કારણએ છે કે દશમ સ્કંધ નિરોધલીલાનો સ્કંધ છે. ભગવાન શ્રીકૃષ્ણની નિરોધ-લીલા તેમાં દર્શાવવામાં આવી છે. નિરોધ એટલે ભક્તનું ચિત્ત લૌકિક અહંતા-મમતાત્મક સંસારમાંથી છૂટે અને ભગવાનમાં આસક્ત થાય.

નિરોધનો બીજો અર્થ છે : સર્વ શક્તોઓ સાથે ભગવાન જગતમાં અને ભક્તના હૃદયમાં બિરાજે છે.

આ બન્ને પ્રકાર સિદ્ધ કરવા માટે દશમસ્કંધમાં ભગવાનની જે લીલા છે તે નિરોધલીલા છે. આ નિરોધલીલા છે તેમ સૂચવવા માટે શ્રીમહાપ્રભુજીએ મંગલાચરણમાં તે નિરોધલીલાનું વર્ણન કર્યુ, દશમસ્કંધનું બીજ આ મંગલાચરણના શ્લોકમાં છે, એટલે બીજરૂપે અહીંયા નિરોધલીલા કહેવાય છે.

અત્રે શ્રીમહાપ્રભુજી એમ સમજાવવા માંગે છે કે સેવા દ્વારા અને કથા દ્વારા પુષ્ટિ ભક્ત જ્યારે પોતાની લૌકિક અહંતા-મમતાઓમાંથી મુક્ત થતો જાય ત્યારે તેને ભગવાનમાં પ્રેમ થતો જાય છે. આ પ્રેમ વધતો જાય, ત્યારે આસક્તિનું રૂપ લે છે. અને અતિ-ઉત્કન્ઠ બને ત્યારે તે વ્યસનનું રૂપ લે છે. (વ્યસન બને છે). આવો સુદૃઢ અને સર્વતોધિક બને તો શ્રીપ્રભુ પ્રત્યેનો સ્નેહ ભક્તને જ્યારે થઇ જાય ત્યારે તેને ભગવાનમાં નિરોધ થયો છે, તેમ કહેવાય. પછી એ ભક્ત ભગવાન સિવાય રહી શકે નહીં, ભગવાન સિવાય બીજું કાંઇ વિચારી ન શકે અને ભગવાન સિવાય તેને બીજું કશું દેખાય પણ નહીં, અનુભવાય પણ નહીં. આ નિરોધ તે પુષ્ટિમાર્ગનું પરમ ફળ છે. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ભક્તને જ્યારે આવો નિરોધ થાય ત્યારે તેના અંતરચક્ષુથી તેને અંતઃકરણમાં ભગવાનની લીલાઓનો અનુભવ થવા લાગે છે. એ લીલાઓ સ્મરણીય બની જાય, તેનું તેને વ્યસન થઇ જાય પછી તેને બહારનું કશું પણ ભાન રહે નહીં. આવી નિરોધની સ્થિતિ પુષ્ટિમાર્ગનું પરમ ફળ છે. આપણું શરીર લૌકિક છે. શ્રીમહાપ્રભુજીની કૃપાથી તે અલૌકિક બને, એમાં અલૌકિકતા આવે ત્યારેજ આવો નિરોધ શક્ય છે. માટે શ્રીમહાપ્રભુજીએ આપણને શિખવ્યું કે હૃદયને શેષનાગની જેમ શ્રીપ્રભુને બિરાજવાની નિકુંજનું સ્થાન બનાવીએ. આંતરદેહને પ્રભુની લીલાનો સાગર બનાવીએ, અને એમાં બિરાજમાન પ્રભુની વિવિધ કલાઓને લીલાઓથી સેવા કરવામાં તત્પર બનીએ તો આપણો જન્મ અને આત્માં બધું કૃતાર્થ થાય. શ્રીમહાપ્રભુજીએ નિરોધનું સ્વરૂપ સમજાવવા માટે ષોડશગ્રંથ પૈકી **નિરોધ-લક્ષણ** ગ્રંથ આપણને આપ્યો છે. શ્રીમહાપ્રભુજીએ આપણણે એવી આજ્ઞા કરી છે કે ભગવદ્ લીલાઓના કીર્તનથી, ગુણગાનથી મનનો ભગવાનમાં નિરોધ સરળતાથી થાય છે. શ્રીમહાપ્રભુજીએ ભક્તિવર્ધિની ગ્રંથમાં આજ્ઞા કરી છે

કે : **સેવાયાં વા કથાયાં વા યસ્યાશક્તિર્ દઢાભવેત્ । યાવત્ જીવમ્ તશ્યનાશોનક્વાપી ઈતિ મતિર્ મમઃ ।।**

જ્યારે એક સેવક-વૈષ્ણવ શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનુસાર સેવા દ્વારા અને કથા દ્વારા અથવા તો સેવા દ્વારા અથવા કેવળ કથા દ્વારા ભગવાનમાં પોતાની દઢાસક્તિ જોપે છે, ત્યારે તે જીવનો ક્યારેપણ નાશ થવાની સંભાવના રહેતી નથી. તે જીવનો અવશ્ય ઉદ્ધાર થાય છે, પછી તેને બીજો જન્મ લેવાનો રહેતો નથી. આથી શ્રીમહાપ્રભુજી એમ આજ્ઞા કરે છે કે આપણે આપણા હૃદયની અંદર જે લૌકિક વાસના અને દુર્ગુણોનો મેલ ભર્યો છે તેને સાફ કરવો જોઈએ. એ હૃદયને શ્રીઠાકોરજીને બિરાજવા અનુકૂળ નિકુંજ બનાવવી પડશે.

(નોંધ : ઉપરોક્ત કથનમાં આવતું કથા શબ્દ એટલે આજકાલ જે ચાલી રહેલી હજારોની સંખ્યામાં ભેગા થનાર ભાગવત કથા નહીં, પણ કથા એટલે શ્રીમહાપ્રભુજીની વાણીનું શ્રવણ, મનન, ચિન્તન. ભગવદીયોના ચરિત્રોનું પઠન, અને આ માર્ગની પ્રણાલીનો યથાર્થ બોધ પ્રાપ્ત કરવો, તે કથા).

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઈ કડકીયા, યુ.એસ.એ.

## દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

***સુંદર દેખાવવાળા ઊભા તિલકને ધારણ કરે છે, તે ઊભું તિલક બે રેખાવાળું હોય છે, તે શ્રીહરિના સાયુજ્યપણાને અને સાલોક્યપણાને વશ કરે છે. જે આ પ્રમાણે જાણે છે. (તે ધારણ કરે છે.)***

આ દંડાકાર તિલકનું બીજું નામ છે દ્વિરેખ - બે સમાન રેખાઓ. શ્રીગુસાંઈજીએ પણ **સરખી બે રેખાવાળુ**, એવી આજ્ઞા કરી છે, તેનું કારણ આ શ્રુતિ છે. શ્રીપુરુષોત્તમજીએ સ્વકૃત **ઊર્ધ્વપુંડ્ર ધારણવાદ**માં આજ્ઞા કરી છે કે *આ તિલકનો આરંભ નામના મૂળથી અને ભવાનાં વચ્ચેથી કરવો*. વધુ સ્પષ્ટ રીતે સમજવું હોય તો આ શ્રુતિમાં આજ્ઞા છે કે *નાકના મૂળથી કપાળની ટોચ પર્યંત કુંકુમથી લખવું અને ભવાંના મૂળ (મધ્યથી એમ પદ્મપુરાણમાં પાઠ છે)થી આરંભીને અવકાશ રાખવો*. એટલે કે નામના મૂળથી જ્યારે તિલકની શરૂઆત કરીએ, ત્યારે બે રેખાઓ વચ્ચે અવકાસ - જગ્યા રખી બે ભવાંને અડીને

પસાર થાય અને છેક લલાટ પર્યંત કુંકુમથી તિલક કરવું. આ શ્રુતિવચન પદ્મપુરાણમાં આવેલા વચનને અનુસરે છે. કાશીવાલે શ્રીગિરિધરજી મહારાજે આ શ્રુતિવચનને સ્વકૃત ઊર્ધ્વપુંડ્રમાર્તંડ નામનાં ગ્રંથમાં મૂકી નથી, છતાં, આપશ્રીએ આજ્ઞા કરી છે કે **રચના કરો**, એમ વિધિ વચન બળથી જ દ્વિરેખપણું સમુચ્ચ - બે કર્મનો એક ક્રિયામાં સંબંધ આવે તે, વડે સિદ્ધ કરેલું વિદ્વાનોના સન્દેહને દૂર કરવા તે ગ્રંથમાં જ છે; ભારતમાર્તંડ શ્રીગટ્ટૂલાલાજી પણ પોતાના સત્સિદ્ધાન્તમાર્તંડ નામના ગ્રંથમાં આ શ્રુતિનો પ્રગટ કરે છે, *તે કારણથી વિશાલ-મોટા વિવર-મૂળથી ટોચ પર્યંત-વાળુ બે ભાગવાળુ તિલક પરમ સુન્દર છે, તેને શ્રીહરિનું સાલોક્યની સિદ્ધિને માટે બ્રાહ્મણ હંમેશ ધારણ કરે.* આ પદ્મપુરાણના વચનવડે અનુવાદ કરે છે. વિશેષ જાણવાની ઈચ્છાવાળાઓએ પદ્મપુરાણ, સત્સિદ્ધાંતમાર્તંડ, ઊર્ધ્વપુંડ્રમાર્તંડ, ઊર્ધ્વપુંડ્ર ધારણવાદ જોઈ જાણીને સંદેહરહિત થવું.

આ પ્રમાણે સર્વને માન્ય એવી આ શ્રુતિથી દ્વિરેખપણાના પ્રતિપાદનવડે જ દંડાકારના પ્રતિપાદનનું સમર્થન કરીને તે શ્રુતિની વ્યાખ્યા થાય છે, સુદર્શન એમ - સુંદર છે દેખાવ આનો, એવો અર્થ છે, તેમાં દર્શન-દેખાવ શબ્દના વર્ણ, દર્પણ, નેત્ર, શાસ્ત્ર અને જ્ઞાન, એમ પાંચ અર્થ કોષના વચનથી થાય છે, તેથી સુંદર છે વર્ણ એટલે રંગ જેનો તે, જેના કપાળમાં અત્યંત સુંદર, કુંકુમથી કરેલું, સીધું અને લાલ રંગનું દંડાકાર ઊભું તિલક છે તે ઉત્તમ ભગવદીય છે. એમ પુરાણના વચન વડે પ્રમાણિત થયેલું પોતાના સેવ્ય-સ્વરૂપમાં ઉત્તમ અનુરાગને સૂચવનારૂં, અત્યન્ત સુંદર લાલ રંગવાળું માલૂમ પડે છે. *શ્રીલક્ષ્મીજીના સ્તન કુંકુમની સુગંધવડે યુક્ત એવી આ શ્રીકૃષ્ણની શોભાયુક્ત ચરણરજ અમે મસ્તક વડે વહન કરવા ઈચ્છીએ છીએ. વ્રજાંગનાઓ, પુલિન્દીગણ, તૃણ તથા લતાઓ અને ગાયો ચારતા ગોપલોકો મહાત્મા એવા શ્રીકૃષ્ણના શ્રીચરનસ્પર્શને ચાહ્ય છે.* આ વચનવડે દેખાવ પણ આ તિલકનો આહ્લાદ ઉપજાવનારો છે, દેખનારને લઈને દેખાવ હોવાથી દેખાવ એજ ધર્મી બને છે, સાયુજ્ય અને સાલોક્યને વશ કરવા રૂપ ભક્તિમાર્ગીય ફળનું શિક્ષણ આપનાર હોવાથી શાસ્ત્રની જેમ સ્વીકારવાપણું પ્રતિપાદન થાય છે. મુકુર એટલે દર્પણ, **મૃચ્લૃ** મૂકવાના અર્થમાં અને **મકિ** મંડનાર્થમાં એમ બે પ્રકારે મુકુર શબ્દની સિદ્ધિ છે, આ તિલક, ધારણ કરવાથી લલાટમાં શોભાને મૂકે છે, અથવા લલાટને શોભાવે છે. તે પણ સુંદર હોય તેમ, દર્પણની જેમ અત્યન્ત હર્ષદાયક છે, લલાટમાં તેજ મૂકનાર છે; આવા ઊભા તિલકને ધારણ કરે છે; એમ સુન્દર દેખાવ હોવાથી માંગલિક છે, અને જો આ તિલક માંગલિક છે, તો પછી તે કેવી રીતે બનાવવું, તેવી આપણ સૌને આકાંક્ષા થાય.

**ઊર્ધ્વપુંડ્ર શબ્દ બે શબ્દ વડે બનેલ છે. ઊર્ધ્વ અને પુંડ્ર. પુંડ્ર એટલે તિલક, અને ઊર્ધ્વ એટલે ઊભું અર્થાત્ ઊભું તિલક.** તે તાજા કુંકુમ સરખું લાલ હોવાથી *પ્રભુના પ્રસાદી કુંકુમ વડે બનાવેલું*, એ વચન વડે ભગવત્પ્રસાદિ કુંકુમથી બનાવેલું હોવાથી માંગલિક લાલ રંગનું, ઊભું તિલક અનેક ભેદવાળું હોવાથી તે વળી કેવું હોય એમ તેની યોગ્યતા વિચારવાને તેના સ્વરૂપનો નિર્ણય કરવા સારૂ ઉપદેશ કરે છે કે બે રેખાવાળું હોય છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

### ।। સ્વમાર્ગીયસ્વરૂપસ્થાપનપ્રકારઃ।।

समानीय स्वयं हट्टान्मूर्तिं सर्वाङ्गशोभनाम् ।।

कृष्णस्य बाल्यकैसोरावस्थापन्ना विशेषतः ।।१ ।।

बाल्यस्यैकाकिनीमन्यां सद्वितीयामथापि वा ।।

यतो मूलचरित्रं हि बाल्यकैशोरयोः कृतम् ।।२ ।।

स्नापयित्वा तु विधिवत्पञ्चामृतजलादिभिः ।।

शङ्खेन च ततः पश्चाच्चन्दनेनानुलेपनम् ।।३ ।।

पुनरूष्णजलेनापि स्नापयित्वा तदुत्तरम् ।।

संप्रोञ्छय सूक्ष्मवस्त्रेण स्थापयेदासनोपरि ।।४ ।।

મૂલસ્વરૂપ શ્રીકૃષ્ણ એમની લીલા બાલ્યાવસ્થા તેમ કિશોરાવસ્થામાં થયેલી છે; માટે આપણા શ્રીગુરુદેવ સ્વયં બજારઉપલબ્ધ સર્વાંગસુંદર બાલસ્વરૂપ પધરાવી લાવવું તે કાં બાલસ્વરૂપ અથવા કિશોરસ્વરૂપ પધરાવી લાવવું; અને જો બાલસ્વરૂપ પધરાવિ લાવવું હોય તો એ શ્રીસ્વામિનીજી સહિત પધરાવી લાવવું. પછી વિધિ પ્રમાણે શ્રીગુરુદેવ શંખે કરી પંચામૃત જલ વગેરેથી સ્વરૂપને સ્નાન કરાવે અને એ પછી ચન્દનનો લેપ કરાવે. પછી ઉષ્ણ જલ વડે સ્નાન કરાવી એ બાદ ઝીણા વસ્ત્રથી પ્રોચ્છન કરી (લૂછી) આસન ઉપર સ્થાપવું. ૧-૪

प्रार्थयित्वा निजाचार्यान् ध्यात्वा तद्हृदयस्थितम् ।।

भावात्मकं प्रभो रूपं सर्वलीलायुतं सदा ।। ५ ।।

लक्ष्मीसहस्रसंसेव्यं तापक्लेशयुतात्मना ।।

बद्ध्वाञ्जलिं तथाभूतः पठेच्च तदन्तरम् ।। ६ ।।

**अव्यादजोऽङ्घ्रिमणिमा** नित्यादिन्यासपूर्वकम् ।।

विभाव्य स्वामिनीरक्षां प्रत्यङ्गे स्थापिताङ्गुलिः ।। ७ ।।

ત્યારબાદ શ્રીમહાપ્રભુજીની પ્રાર્થના કરી, આપશ્રી (શ્રીમહાપ્રભુજી)ને હૃદયમાં રહેલું, સકલ લીલાઓથી યુક્ત એવું શ્રીપ્રભુનું હજારો લક્ષ્મીઓથી સેવાયેલું ભાવાત્મક જે રૂપ છે, તેનું સદૈવ તાપક્લેશયુક્ત હૃદયે ધ્યાન ધરી અને બે હાથ જોડી अव्यादजोऽङ्घ्रिमणिमा વગેરે શ્રીમદ્ ભાગવત ૧૦.૬.૨૨થી ૨૯, એ રક્ષાના શ્લોકોનો ન્યાસાદિપૂર્વક દરેક દરેક અંગમાં અંગુલિ મૂકી શ્રીગોપીજનોએ (પૂતનાવધ પ્રસંગમાં) જે રક્ષા કરી તે રક્ષાની પણ ભાવના કરી પાઠ કરવો. ૫-૭

रक्षामिषेण विहितं भावात्मस्थापनं प्रभौ ।।

स्वाचार्यसंश्रितैस्तद्वन्मूर्तावपि हरिस्थितिः ।। ८ ।।

રક્ષાને બહાને જેમ શ્રીગોપીજનોએ શ્રીપ્રભુનાં શ્રીઅંગમાં ભાવાત્મક સ્વરૂપનું સ્થાપન કર્યું તે પ્રમાણે શ્રીમહાપ્રભુજીને શરણે આવેલા જીવોએ પોતે શ્રીગુરુદેવ દ્વારા પધરાવી લાવેલ સ્વરૂપમાં ભાવાત્મક સ્વરૂપનું સ્થાપન કરવું અને આ રીતે પ્રભુએ સ્વરૂપમાં આવી બીરાજે છે. ૮

(*નોંધ :- આ ગ્રંથમાં શ્રીપ્રભુની પુષ્ટિનો પ્રકાર પ્રકટ નથી કર્યો, તેથી આ ગ્રંથનું પાન આપણે જ્યારે કરીએ, ત્યારે એ વાતનું ખાસ ધ્યાન રાખવું જોઇએ. શ્રીપ્રભુનો પુષ્ટિનો પ્રકાર તો શ્રીગુસાંઇજીએ પુરુષોત્તમ પ્રતિષ્ઠા પ્રકાર નામક ગ્રંથમાં*

*પ્રકટ કરેલ છે, જે થોડાજ સમય પૂર્વ આપણા માર્ગના આજના પરમ વિદ્વાન એવા શ્રીપરમ ગુરૂદેવ ગોસ્વામી શ્રીશ્યામ મનોહરજીએ પ્રકટ કરેલ છે.*

*પણ આ શ્રીહરિરાયજીકૃત ગ્રંથ જીવને શ્રીપ્રભુના સ્વરૂપની સમજ પ્રદાન કરે છે. તેથી આ ગ્રંથમાં બતાવેલ પ્રકારને આપણે શ્રીપ્રભુ પુષ્ટિનો પ્રકાર સમજવો ન જોઇએ. )*

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સેવક-વૈષ્ણવો વિશેષ માર્ગદર્શન પોતાના શ્રીગુરુદ્વાર પ્રત્યે સામાન્ય વ્યવહાર

### શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી સન્મુખ બેસવા-ઉઠવાની સમજ :-

જ્યારે શ્રીગુરુદેવ આપણા ઘરે પધારે અથવા તો આપણે પોતાના શ્રીગુરુદ્વાર જઈએ ત્યારે ક્યારે પણ શ્રીગુરુદેવના સમકક્ષ અથવા ઊંચા આસને બેસવું ન જોઈએ. હંમેશા શ્રીગુરુદેવનું આસન આપણા કરતાં ઊંચે હોવું જોઈએ. એવીજ રીતે જ્યારે આપણે શ્રીપ્રભુની સેવામાં હોઈએ ત્યારે પણ આપણું આસન શ્રીઠાકોરજીન સમાન અથવા ઊંચે ન હોવું જોઈએ. આપણે સેવક છીએ, તેથી હંમેશા પોતાના સ્વામિથી આપણે નીચા બેસવું જોઈએ.

આજકાલ આપણા સંપ્રદાયમાં એક ટૂંક થતો આવ્યો છે, કે આપણે સન્યાસીઓને પણ શ્રીગુરુદેવની સમકક્ષ આસને બેસાડીએ છીએ. તે સર્વથા ખોટું છે. સન્યાસી હંમેશા નીચે આસને બેસે. આજે સન્યાસીઓ, માયાવાદીઓને આજકાલના કહેવાતા પુષ્ટિમાર્ગીઓ એક મંચ પર શ્રીવલ્લભકુલની સમાન આસને બેસાડીને સર્વધર્મ સમ્ભાવની ભાવના કરીએ છીએ. પણ સન્યાસી કે માયાવાદીઓ શ્રીમહાપ્રભુજી સમકક્ષ ક્યારેય પણ ન આવી શકે. એક સેવક-વૈષ્ણવે આનો હંમેશા સ્મરણ કરી પોતાના શ્રીગુરુદેવની ગરિમા અને માર્ગની નિષ્ઠા જાળવવી જોઈએ. ભવ્ય મનોરથોમાં આવા ભવાડાઓ જોવા મળે છે, પણ શું શ્રીમહાપ્રભુજીને આ મંજુર છે ? યાદ કરો એ પ્રસંગ જ્યારે શ્રીમહાપ્રભુજીએ માયાવાદનું ખંડન કરી અને ભક્તિમાર્ગનું સ્થાપન કર્યુ ! એ સમયે આપશ્રીએ માયાવાદીઓ અને સન્યાસીઓ જોડે વાદ કર્યો હતો, અને એમના મતને પરાસ્ત કર્યો. તો શું એવા પરાસ્તોને આપણે આપણા શ્રીગુરુદેવની સમાન ગણીશું ? જાતેજ વિચારજો.

**જૈ જૈ શ્રીગોકુલેશનો વ્યવહાર :-**

આપણો પરસ્પર એક સેવક-વૈષ્ણવ સાથે જૈ જૈ શ્રીગોકુલેશ ભગવદ્ સ્મરણનો વ્યવહાર હંમેશા હોવો જોઇએ. કારણ ! જે શ્રીગોકુલેશ તમારા હ્રદયમાં છે, તેજ મારા હ્રદયમાં છે, તેમનું જય થાઓ.

પણ ખાસ ધ્યાન રાખવું કે આપણે શ્રીગુરુદેવને ક્યારેય પણ ભગવદ્ સ્મરણ કરતાં નથી. કદાચ મનમાં એવોં પ્રશ્ન થાય કે શું આપણે આપણા શ્રીગુરુદેવને જૈ જૈ શ્રીગોકુલેશ કહેવાથી મોટો ગુનો કહેવાય ? અન્ય માર્ગોમાં તો ગુરુસ્થાને હોય કે સેવક સ્થાને તે લોકો પોતાના માર્ગાનુસાર ભગવદ્ સ્મરણની આપલે કરે છે. તો પછી આપણા માર્ગમાં આવું કેમ ? શ્રીગુરુદેવ આપણને સાક્ષાત્ શ્રીગોકુલેશ નું સ્મરણ કરાવે છે, શ્રીગોકુલેશ જોડે સંબંધ કરાવે છે, સદાય આપશ્રીના હ્રદયમાં શ્રીગોકુલેશ બિરાજી રહ્યાં છે. તેથી એક સેવક તરીકે આપણું કર્તવ્ય છે કે આપણે શ્રીગુરુદેવ પાસે શ્રીગોકુલેશને સમજીએ અને આપણે સેવક તરીકે શ્રીગુરુદેવને દંડવત્ કરીએ છીએ, કારણકે શ્રીગુરુદેવના હ્રદયમાં સાક્ષાત્ શ્રીગોકુલેશ બિરાજી રહ્યાં છે. સાથેજ શ્રીમહાપ્રભુજી સ્વયં શ્રીકૃષ્ણાસ્ય છે - શ્રીકૃષ્ણનું શ્રીમુખારવિંદ સ્વરૂપ છે. અને શ્રીગુસાંઇજીએ શ્રીમહાપ્રભુજીના બાલકો માટે એક નામ પ્રકટ કર્યું છે કે **સ્વવંશેસ્થાપિતાશેષમાહાત્મ્ય**..તેથી આપણા શ્રીગુરુદેવમાં પણ શ્રીમહાપ્રભુજીનું વિશેષ માહાત્મ્ય છે. તેથી આપણા શ્રીગુરુદેવ પણ શ્રીકૃષ્ણાસ્ય છે.

શ્રીપ્રભુની સન્મુખ પણ જૈ જૈ શ્રીગોકુલેશ ન બોલવું ! કારણકે જેની આપણે જય બોલી રહ્યાં છીએ તે શ્રીપ્રભુ આપણી સામે બિરાજી રહ્યાં છે, અને આપણી પાસેથી સેવા લઇ રહ્યાં છે, તેથી આપશ્રીનું સ્મરણ નહિં, પણ દર્શન, સ્પર્શન કરવું જોઇએ.

**શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીને માટે અલૌકિક શબ્દો બોલવા :-**

સનાતન ધર્મની રીત કહો, માર્ગની પ્રણાલિ કહીએ, અથવા તો એક શિષ્ટાચાર કહીએ કે જ્યારે આપણે શ્રીગુરુદેવ અથવા તો શ્રીપ્રભુને માટે કોઇ વાત પ્રકટ કરતાં હોઇએ ત્યારે કોઇ લૌકિક શબ્દોથી આપશ્રીને સંબોધન ન કરવું જોઇએ. આપણે શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી માટે ક્યારેય તમે શબ્દનો પ્રયોગ ના કરવો જોઇએ, તેને બદલે આપણે આપ શબ્દનો પ્રયોગ કરવોં જોઇએ. શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીના નામોચ્ચાર કરતી વખતે હંમેશા ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણે નામની આગળ **શ્રી** અવશ્ય બોલીએ અને નામના અંતમાં **શ્રી** અથવા **જી** નો ઉચ્ચારણ કરીએ. શ્રીગુરુદેવને માટે આસન

તૈયાર હોય અને આપશ્રીને બિરાજવું હોય તો આપણે બેસવું ન કહેતા બિરાજવું એમ શબ્દનો પ્રયોગ કરવોં જોઇએ. જેમકે અમુક આપણે પારિભાષિક શબ્દ પ્રયોગ આમ છે.

| **સાધારણ** | **પારિભાષિક** |
|---|---|
| ઊઠવું | જાગવું |
| સૂવું | પોઢી જવું |
| ન્હાવું | સ્નાન કરવું |
| બેસવું | બિરાજવું |
| જમવું | ભોજન કરવું-આરોગવું |
| જવું-આવવું | પધારવું |
| કપડાં | વસ્ત્ર |
| વાનગી | સામગ્રી |
| દિવાનખાનું | શ્રીગુરુદેવ માટે બેઠક-ખંડ<br>શ્રીઠાકોરજી માટે નિજમંદિર |
| જન્મવું | પ્રગટ થવું |
| હયાતી | ભૂતલ ઉપર બિરાજમાન |
| કહેવું | આજ્ઞા કરવી |
| ભૂલી જવું | વિસ્મરણ થવું |
| જમેલું | પ્રસાદ |
| ફલ-શાક વગેરે સમારવું | સમારવું - સિદ્ધ કરવું |
| પોતું | મંદિરવસ્ત્ર |
| સાવરણી | બુહારી-સોહની |

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શુદ્ધાદ્વૈત માર્તણ્ડ

## ।। ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજ।।

અનુવાદક : છગનલાલ અમરજી શાસ્ત્રી

...ગતાંકથી આગળ

जडजीवान्तरात्मान इति कार्यभिदा श्रिता ।।

बहु स्यां तु प्रजायेयेत्यादिश्रुतिषु वर्णनात् ।। ५५ ।।

न कारणे भिदा ज्ञेया तत्रैकाऽहं निरूपणात् ।।

आत्मैवेदमग्न आसीदित्यादिषु च दर्शनात् ।। ५६ ।।

तत्रैकाकी न रमते द्वितीयेच्छा निरूपिता ।।

श्रुतिविद्भिरतो ज्ञेयं ब्रह्मैकं नान्यदेव हि ।। ५७ ।।

अन्यस्य च स्थितौ तत्र द्वितीयस्य च संभवात् ।।

रमणार्थं द्वितीयेच्छा श्रुत्युक्ता भग्नतामियात् ।। ५८ ।।

एकोऽहमित्यपि मुधा तस्माच्छ्रुतिविरोधतः ।।

तत्त्वत्रयं कारणे हि त्याज्यमेव विचक्षणैः ।। ५९ ।।

यत्र येनेतिपद्ये तु निबन्धे सुनिरूपितम् ।।

प्रकृति पुरुषश्चैव हरिरेव हि ।। ६० ।।

एकमेवाद्वितीयं तु ब्रह्म सर्वत्र रूप्यते ।।

यः सर्वत्रैवेतिपद्ये गोस्वामिपुरुषोत्तमैः ।। ६१ ।।

सृष्टिकाले भगवतः शरीरं चिदचित् स्मृतम् ।।

अन्तर्यामिण एतेन विशिष्टाद्वैतमेव यत् ।। ६२ ।।

तदेकदेशि विज्ञयेमित्युक्तं तैर्विचक्षणैः ।।

જડ, જીવ અને અંતર્યામી એમ કાર્યમાં ભેદનો આશ્રય કરેલો છે, કેમકે હું ઘણારૂપે થાઉ, એમ શ્રુતિઓમાં વર્ણન કરેલું છે. કારણમાં ભેદ છે, એમ ન જાણવું, કેમકે હું એક છું તે ઘણા રૂપે થાઉં, એમ અને આ સર્વ પ્રથમ આત્માજ હતું, એમ શ્રુતિઓમાં કહેલું છે, માટે કારણમાં ભેદ નથી. ત્યાં તો એમ લખેલું છે કે **બ્રહ્મ એકલા રમે નહીં તેથી તેમણે બીજાની ઇચ્છા કરી**, એક શ્રુતિમાં કહેલું છે, તેથી શ્રુતિઓને જાણનારાઓએ બ્રહ્મ એક જ છે બીજું પણ હતું એમ થાય, ત્યારે તે **એકલા રમતા ન હતા તે માટે બીજાની ઇચ્છા કરી**, એમ શ્રુતિમાં રમણ માટે બીજાની ઇચ્છા કર્યાનું લખ્યું છે, તેને બાધ આવે. તેમ સૃષ્ટિના પૂર્વકાળમાં **હું એકલો છું** એમ આત્માને વિચાર આવ્યાનું શ્રુતિમાં લખેલું છે, તેનો વિરોધ આવે. માટે ડાહ્યા માણસોએ કારણમાં ત્રણ તત્ત્વોનો ત્યાગ જ કરવો જોઇએ. તેમ શ્રીભાગવતના દશમસ્કંધના ઉત્તરાર્ધમાં શ્રીવસુદેવજીની સ્તુતિમાં यत्र येन यतो यस्य એ શ્લોકમાં સર્વ વિભક્તિઓના અર્થરૂપ ભગવાન છે એમ સિદ્ધ કર્યું છે. તે શ્લોક નિબન્ધના શાસ્ત્રાર્થ પ્રકરણમાં છે. ત્યાં શ્રીમહાપ્રભુજીએ તેનું વ્યાખ્યાન કર્યું છે. તેમાં પ્રકૃતિ, પુરુષ અને કાલ હરિ જ છે, એમ સારી રીતે નિરુપણ કર્યું છે. તેમ શ્રુતિમાં સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદ વગરનું એક જ બ્રહ્મ છે, એમ સર્વ સ્થળે નિરુપણ કરાય છે અને सर्वत्रैव सन्तिष्ठन् એ નિબંધની કારિકા છે. તેના વ્યાખ્યાનમાં શ્રીપુરુષોત્તમજીકૃત આવરણભંગ નામક ટીકામાં નિરુપણ કર્યુ છે કે સૃષ્ટિકાળમાં અંતર્યામી ભગવાનનું ચિત્ અને અચિત્ શરીર છે. એટલે ઉપર જે શ્રુતિ પૃથ્વી વગેરેમાં રહી તેને નિયમમાં રાખવાની છે તે બૃહદારણ્યક ઉપનિષદ્‌ના અંતર્યામી બ્રાહ્મણની હોવાથી સૃષ્ટિકાળનું તે નિરુપણ કરે છે. કાંઇ સર્વદા તેવી રીતે છે એમ તેનો અભિપ્રાય નથી. કેમકે પ્રલય થયા પછી તો એક બ્રહ્મ જ રહે છે એમ અનેક શ્રુતિઓમાં નિરુપણ છે અને જ્યારે સૃષ્ટિ થાય છે ત્યારે તેની અંદર અંતર્યામીપણાથી ભગવાન રહે છે તે હકીકત અંતર્યામી બ્રાહ્મણમાં બતાવી છે. તેને ગ્રહણ કરીને વિશિષ્ટાદ્વૈતવાદીઓ તત્ત્વત્રય - ત્રણ તત્વો-માને છે, તેથી તે એકદેશી છે એમ જાણવું. એવી રીતે અત્યંત બુદ્ધિમાન એવા શ્રીપુરુષોત્તમજી આજ્ઞા કરે છે કે :

शैवोऽप्येतेन विध्वस्तो यतस्तच्चौर एव हि ।। ६३ ।।

શ્રીરામાનુજાચાર્યના મતનું ખંડન કરવાથી શૈવ મત પણ ખંડિત થયો, કેમકે તે શ્રીરામાનુજાચાર્યના મતને ચોરનાર છે.

मायोपाधिककर्तृत्वं भैक्षवे दृश्यते तु यत् ।।

तन्मायिवादध्वंसेन ध्वस्तप्रायं विशेषतः ।। ६४ ।।

ભિક્ષુના મતમાં માયાની ઉપાધિયુક્ત બ્રહ્મને કર્તાપણું છે એમ જે દેખાય છે તે તો માયાવાદીના ખંડનવડે વિશેષથી ઘણું કરીને ખંડિત થઇ ગયું છે.

शाक्तानां तु मते ब्रह्म विश्वोपादानमेव हि ।।

निमित्तकारण शक्तिर्विकारित्वभयादतः ।। ६५ ।।

શાક્તોના મતમાં તો જગતનું ઉપાદાનકારણ બ્રહ્મ જ છે, અને નિમિત્ત કારણ શક્તિ છે. શક્તિને ઉપાદાનકારણ માનવામાં વિકારીપણું થાય છે તેના ભયથી તે નિમિત્તકારણ છે, એમ માને છે.

तत्रात्मनो विकारित्वं श्रुतिशास्त्रविरोधि हि ।।

प्रकृतिर्ह्यस्योपादानमाधारः पुरुषः परः ।। ६६ ।।

सतोऽभिव्यञ्जकः कालो ब्रह्म तत्त्रितयं त्वहम् ।।

इति भागवते पद्ये उपादानत्वमीरितम् ।। ६७ ।।

तद्विरुद्धयेत मम तु ब्रह्मतो न पृथक् च सा ।

मनस्त्वमिति पद्ये तु शाङ्कराणां च शाम्भवी ।।

परिणामं तु सम्प्राप्तेत्युक्तेर्बाधः प्रसज्यते ।। ६८ ।।

એવી રીતે જગતમાં ઉપાદાન કારણ બ્રહ્મ છે તેનો વિકાર થઇને આ જગત થાય છે, એમ કહેવામાં આત્માને વિકારીપણું આવે છે તે શ્રુતિ અને શાસ્ત્રથી વિરુદ્ધ છે; કેમકે સર્વ સ્થળે આત્મા નિર્વિકાર છે એમ કહેલું છે તે આત્માને વિકારી માનીએ તો બાધ આવે **આ જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ છે, આધાર પરક પુરુષ છે, સત્ એવા જગતને પ્રકટ કરી દેખાડનાર કાળ છે તે બ્રહ્મ છે અને એ ત્રણે હું છું**, એ શ્રીભાગવતના શ્લોકમાં પ્રકૃતિ ઉપાદાન કારણ છે એમ કહેલ છે તેનો વિરોધ આવે છે, અને મારા મતમાં તો પ્રકૃતિ બ્રહ્મથી જુદી નથી. તેમ શ્રીશંકરાચાર્યજીના મતવાળાઓને તો શ્રીશંકરાચાર્યજીએ કરેલી સૌન્દર્ય લહરીના मनस्त्वम्એ શ્લોકમાં શક્તિ પરિણામ પામે છે એમ કહ્યું છે, તેનો બાધ આવે.

पवनमयि! पावकमयि! क्षोणीमयि! कृपीटमयि रविमयि!

शशिमयि! द्विङ्मयि! समयमयि! प्राणमयि! शिवे पाहि ।। ६९ ।।

इति दुर्वाससा प्रोक्तं सर्वात्मत्वं विरुद्धयते ।।

सर्वोपनिषदो या हि ब्रह्मतत्त्वनिरूपिका: ।। ७० ।।

नास्ति शक्तेर्वर्णनं हि कारणत्वं तु दूरत: ।।

व्यासैस्तु प्रकृते: सर्वकारणत्वं तिरस्कृतम् ।। ७१ ।।

હે પવનમયિ! હે અગ્નિમયિ! હે પૃથ્વીમયિ! હે જલમયિ! હે સૂર્યમયિ! હે ચન્દ્રમયિ! હે દિશામયિ! હે કાલમયિ! હે પ્રાણમયિ! હે શિવે! રક્ષા કરો. એવી રીતે દુર્વાસાજીએ કરેલું સર્વાત્મપણું (ઉપાદાન કારણ શક્તિ નથી એમ કહેવામાં) વિરુદ્ધ થાય છે. બ્રહ્મ તત્ત્વને નિરુપણ કરનારા સર્વ ઉપનિષદો છે. તેમાં શક્તિનું વર્ણન જ નથી, ત્યાં કારણપણું તો દૂર જ રહ્યું. વ્યાસજીએ તો પ્રકૃતિનાં સર્વકારણપણાનું ખંડન જ કર્યું છે.

ब्रह्मण: समवायित्त्वनिमित्तत्वे निरूपिते ।।

ऋग्वेदे तु यतो देवीसूक्तमस्ति तु तत्रहि ।। ७२ ।।

अहमेव स्वयं वदामि जुष्टं देवेभिरुत मानुषेभि: ।।

यं कामये तं तमुग्रं कृणोमि तं ब्रह्माणं तमृषिं तं सुमेधाम् ।।

अहं सुवे पितरमस्य मूर्धन् मम योनिरप्स्वन्त: समुद्रे ।। ७३ ।।

વ્યાસજીએ જગતનું સમવાયિકારણ અને નિમિત્તકારણ બ્રહ્મ છે એમ નિરુપણ કર્યું છે, અને ઋગ્વેદમાં દેવી સૂક્ત છે તેમાં તો દેવીએ કહેલું છે કે હું જ પોતે કહું છું કે દેવતાઓ અને માણસો સેવે એવો જેને કરવાને હું ઇચ્છું છું તેને ઉગ્ર (શિવ) કરું છું, તેને બ્રહ્મા કરું છું, તેને ઋષિ કરું છું અને તેને સરસ્વતી કરું છું. સર્વના મસ્તક ઉપર આ શિવના પિતા (બ્રહ્માજી)ને હું ઉત્પન્ન કરું છું અને મારી યોનિ (ઉત્પત્તિસ્થાન) જલની અંદર સમુદ્રમાં છે.

एवं श्रुतौ तु देव्या हि स्वकारणतयोदितः ।।

पयोधिशायी यो विष्णुः स उक्तोऽतो न सा परा ।। ७४ ।।

उग्रः कपर्दी श्रीकण्ठ इति कोशाच्छिवः स्मृतः ।।

अस्येति रुद्रो निर्दिष्टोऽहं रुद्रायेति वाक्यतः ।। ७५ ।।

प्रक्रान्तत्वाप्तिता ब्रह्मा तद्योनिः शक्तिरत्र हि ।।

तस्यास्तु जनको विष्णुः सिन्धुशायी निरूपितः ।। ७६ ।।

એવી રીતે શ્રુતિમાં તો સમુદ્રમાં શયન કરનાર જે વિષ્ણુ છે તે દેવીએ પોતાના કારણપણાથી કહેલાં છે; માટે સર્વથી પર વિષ્ણુ છે, દેવી નથી. ઉગ્ર, કર્પદી અને શ્રીકંઠ એ સર્વ શિવજીનાં નામ છે એમ અમરકોષમાં કહેલું છે, તેથી ઋગ્વેદમાં મન્ત્રમાં દેવીએ ઉગ્ર કરું છું એમ કહેલાં છે તે શિવજી માનવા અને ત્યાં જ શ્રુતિમાં રુદ્રને ધનુષ આપવાનું કહેલું છે. તેથી **આના પિતાને હું પેદા કરું છું** એમ કહેલું છે, ત્યાં રુદ્રના પિતા કહેલા છે. ત્યાં આરંભથી પ્રાપ્ત હોવાથી પિતા બ્રહ્માજી સમજવા, તેનું ઉત્પત્તિસ્થાન અહીં શક્તિ (દેવી) છે અને તેને ઉત્પન્ન કરનાર તો સમુદ્રમાં પોઢનાર વિષ્ણુ નિરુપિત છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## સત્સંગ સુધા

### સત્સંગમાં જવાથી જેમ આપણને લાભ થાય છે, તેમ પરિવારને પણ લાભ થાય

સત્સંગ કરનારને તો લાભ થાય છે જ, પણ તેના પરિવારજન અને તેના વંશવારસોને પણ મોટો લાભ થાય છે. આ વાતને આજના સુધરેલ ગણાતા લોકો સ્વીકારશે નહીં, કારણકે તેનું પ્રમાણ શું ? એ કેમ બને ? પણ એ ખરી વાત છે. એને માટે સાધુઓ ઉદાહરણ આપે છે :-

એક બહેરો માણસ રોજ કોઇ ભક્તમંડળમાં કથા સાંભળવા જતો હતો. તેને એક દિવસે કોઇ બીજા માણસે પૂછ્યું કે કાકા તમે કથામાં જઇને શું કરો છો ? કાંઇ સાંભળતા તો નથી, ત્યારે મફતના

ધક્કા શા માટે ખાઓ છો? એ સાંભળી તે બહેરો માણસે કહ્યું કે ભાઇ! મારા માટે નહિં પણ મારા છોકરાંઓના ફાયદા માટે હું સત્સંગમાં જાઉં છું. ત્યારે તે માણસે કહ્યું કે તમે પોતે જ સાંભળી શક્તા નથી ને તમારા છોકરાઓને ફાયદો ક્યાંથી થશે? તે કાકાએ કહ્યું કે હું સાંભળતો નથી એ સાચી વાત છે, પણ મને સત્સંગમાં જતાં મારાં છોકરાઓ રોજ રોજ જુએ છે, તેથી તેઓના હૃદયમાં એ જાતના સંસ્કારો પડી જાય છે. હાલમાં તો એ બીજ વાવવા જેવું છે, પણ વખત આવ્યે તેઓમાં એ સંસ્કારો ખીલી નીકળશે. અને મારી જેમ મારા છોકરાંઓ પણ સત્સંગમાં જવા લાગશે. એ લાભ કાંઇ જેવો-તેવો નથી. છોકરાઓમાં નકલ કરવાની ટેવ બહુ જબરી હોય છે, અને તેમાં પણ મા-બાપનાં કામોની તો તે આબેહૂબ નકલ કરી શકે છે. માટે મારા છોકરાઓની નજર આગળ સારો દાખલો મૂકવા માટે અને તેઓનાં મનમાં સત્સંગની છાપ બેસાડવા માટે હું સાંભળતો નથી, તો પણ રોજ સત્સંગમાં જાઉં છું.

સૌ ભાઇઓએ આ વાત બહુ ધ્યાનમાં રાખવા જેવી છે. સત્સંગથી મોટાઇ કેટલી વધી છે, તે આમાંથી શીખવું જોઇએ. સત્સંગથી તરતજ ફાયદો થાય છે; પણ કદી આપણને ફાયદો ન થાય તો પણ આપણા છોકરાઓંના કલ્યાણ માટે પણ આપણે સત્સંગ કરવોં જોઇએ.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિસ લક્ષણ

### ષટવિંશમો લક્ષણ - અવૈષ્ણવનો મિલાપ ન રાખવો.

અબ ષટવિંશમો લક્ષણ કહેત હૈઃ - જો જૈસૈ વૈષ્ણવકો અવૈષ્ણવકો સંગ મિલનો યોગ્ય નાંહિ હે, તેસોઇ ફલ બહિર્મુખ કે મિલાપ તે હોય ઇન દોઉનકો સમ કરિ જાનનો. ઇનકે મિલાપકો ફલ મધ્યમ હે. તાતે ઇન દોઉનસોં ન મિલિયે. ૨૬

।। ઇતિ શ્રીષટવિંશમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# આશ્રયકો પદ

**શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ**

હમારે શ્રીગોકુલેશ વર રુડૌ ।।

શ્યામ સચિક્કણ કેસ સુશોભિત સીસ એઠમેં જુડો ।। ૧ ।।

પહેર્યો હે હમ દ્દઢ મન કરકે અચલ સોહાગકો ચૂડો ।।

**વિઠ્ઠલ** કહે યહ સ્વરૂપ અલૌકિક જ્ઞાન ગ્રંથકો ધુડો ।। ૨ ।।

*।। શ્રીગોકુલનાથ કી જય ।।*





## શ્રીગોકુલેશ પાઠશાળા

### શ્રીકામદા એકાદશી વ્રત

આજ મ્હારે આનંદ ઉર ન સમાયજી, પ્રકટ્યા શ્રીવલ્લભરાજ સુકુમારજી. (૧)

ભૂતલ ભાગ્ય તણો નહિ પારજી, દૈવી તે જીવનો કરવા ઉદ્ધારજી. (૨)

મંદિર માંહે તે ચોક પુરાય જી, તોરણ બારણિયે બંધાયજી. (૩)

હુંએ કરૂં વિધવિધના શણગારજી, હરખે તેડાવું તે સૈયર સાથજી. (૪)

નાચું ગાઉં તાળી પાડું બેઉ હાથજી, કોને કહું કહ્યું તે નવ કહેવાયજી. (૫)

છબિ પર જન રસિક બલ જાયજી; આજ મારે આનંદ ઉર ન સમાયજી. (૬)